# જાતે મજૂરી કરનારાઓને

( ટૉલ્સ્ટૉય )

અનુવાદક:
નરહરિ દ્વારકાદાસ પરીખ

જમનાદાસ ભગવાનદાસ સ્મારક માળા ગ્રંથ–૧

# જાતે મજૂરી કરનારાઓને

[ મૂળ લેખક: લિયો ટૉલ્સ્ટૉય ]

અનુવાદક:

નરહરિ દ્વારકાદાસ પરીખ




નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

# પ્રસ્તાવના

રશિયન વિચારક સાધુચરિત લિયો ટૉલ્સ્ટૉય પોતાની યાસ્નાયા પોલ્યાનાની જાગીર ઉપર પોતાના ખેડૂતોની વચ્ચે રહેતા હતા, ત્યાંથી આ નિબંધ તેમણે સન ૧૯૦૨માં, એટલે મૃત્યુ પહેલાં આઠ વર્ષ પહેલાં, લખી પ્રગટ કરેલો છે.

સમાજવાદીઓની શીખવણી અને ઉશ્કેરણીમાં નહિ ફસાવાની ચેતવણીરૂપે ખેડૂતોને ઉદ્દેશીને તેમણે આ લેખ લખ્યો છે. સમાજવાદીઓની એક માન્યતા એવી છે—સન ૧૯૧૭ના રશિયાના વિપ્લવ પહેલાંના સમાજવાદીઓની તો એવી હતી જ, અત્યારે કેટલાક સમાજવાદીઓએ એ માન્યતા બદલી છે ખરી—કે ખેડૂતવર્ગમાં વિપ્લવનું ખમીર જ નથી હોતું. સમાજવાદી વિપ્લવની જ્વાળા ખેડૂતોમાં કદી નહિ પ્રગટાવી શકાય. એ જ્વાળા તો કારખાનાંઓમાં કામ કરતા મજૂરોમાં જ પ્રગટી શકશે. ખેડૂત પાસે ભલેને બહુ થોડી જમીન હોય, તો પણ પોતાની ખેતી, પોતાનું ઝૂંપડું, પોતાનાં ઢોર, પોતાનાં હળલાકડાં એ બધાં ઉપરના ખાનગી માલકી-હકની ભાવના એનામાં ઊંડી જડ ઘાલીને બેઠેલી હોય છે.

જમીન ઉપર તો એના દિલમાં એટલું ઊંડું અને દૃઢ મમત્વ હોય છે કે જમીનના એક નાના ટુકડા માટે તે મરી પડવા તૈયાર થાય છે. હવે સમાજવાદના સિદ્ધાન્ત પ્રમાણે જેની પાસે ખાનગી મિલકત જેવું કશું હોય જ નહિ, મજૂરી કરવાનાં સાધનો પણ પોતાની માલકીનાં ન હોય એવો અકિંચન મજૂરવર્ગ, જેને 'પ્રોલેટેરિયેટ' કહેવામાં આવે છે, તે જ વિપ્લવની આગેવાની લઈ શકે. આવા વિપ્લવની આગેવાની લઈ, આર્થિક બંધનોમાંથી ખેડૂતે પણ જો છુટકારો મેળવવો હોય, તો પોતાની જમીન વગેરે મિલકત ઉપરના માલકીહક છોડી દઈ તેણે અકિંચન બનવું જોઈએ. સમાજવાદીઓની આ જાતની શીખવણી ખેડૂતોને માટે કેટલી અવ્યવહારુ અને નુકસાનકારક છે, તે આ લેખમાં ટૉલ્સ્ટૉયે બતાવી આપ્યું છે.

આ લેખમાં ટૉલ્સ્ટૉયે બીજી મહત્ત્વની વાત એ કહી છે કે, ખેડૂતવર્ગ હોય કે બીજો કોઈ પણ વર્ગ હોય, તેણે પોતાના દુઃખમાંથી છૂટવા માટે બહારનાં કારણો અને બહારની પરિસ્થિતિ સુધારવાની પંચાતમાં પડવાને બદલે પોતાનું જીવન સુધારવાની જરૂર છે. પોતાના જીવનમાંથી અથવા પોતાની રહેણીકરણીમાંથી પોતાના દુઃખના ઉપાય શોધવાનો જો તે પ્રયત્ન કરશે, તો પોતાના દુઃખનાં કારણો એને તરત જડશે અને તેનાં દુઃખ પણ ફીટશે. સ્વરાજ્યપ્રાપ્તિ માટે આપણને ગાંધીજી આપણું પોતાનું જીવન સુધારવાની, આપણી પોતાની રહેણીકરણી બદલવાની અને આત્મશુદ્ધિ કરવાની જે સલાહ આપે છે, તેને મળતી જ આ સલાહ છે. વળી, 'જેને તમે પાપ માનો છો તેની સાથે સહકાર ન કરો,' ટૉલ્સ્ટૉયનું એ વચન અને ગાંધીજીનો અસહકારનો ઉપાય એ પણ એક જ છે.

આમ પોતાના દુઃખના ઉપાયો બતાવનારા આ નિબંધનું વાચન આપણા ખેડૂત તેમ જ કામદાર વર્ગને અનેક રીતે બોધક અને પ્રેરણાદાયી થઈ પડે એવું છે.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ સને ૧૯૨૪માં સ્વ. જમનાદાસ ભગવાનદાસ સ્મારક માળાના પહેલા મણકા તરીકે પ્રગટ થઈ હતી.

**નરહરિ દ્વા. પરીખ**

# જાતે મજૂરી કરનારાઓને

(સત્યને ઓળખો, એ તમને તારશે. — જૉન પ્ર. ૮ શ્લો. ૩૨)

મજૂર ભાઈઓ અને બહેનો, મને મારા આવરદાની અવધ હવે પૂરી થવા આવી લાગે છે. મને થાય છે કે, મરતાં પહેલાં, તમારી રાંક, દબાયલી દશા વિષે તથા તે દશામાંથી તમે શી રીતે મુક્ત થઈ શકો તે વિષે મેં જે વિચારો કર્યા છે તે તમારી આગળ મૂકું.

તમારે વિષે મેં ખૂબ વિચારો કર્યા છે, હજીયે કરું છું. તેમાંથી કેટલાક વિચારો તમને ઉપયોગી થઈ પડે એવો સંભવ છે.

રશિયા દેશના મજૂરો વચ્ચે હું રહેલો છું અને બીજા કોઈ દેશના મજૂરો કરતાં એમને વિષે વધારે જાણું, એટલે સ્વાભાવિક રીતે જ એમને ઉદ્દેશીને હું બધું કહીશ. પરંતુ અન્ય દેશના મજૂરવર્ગને પણ મારું કહેલું સાવ નિરુપયોગી નહિ હોય એવી મારી આશા છે.

## ૧

જોવા સારુ ઈશ્વરે જેને બે આંખો આપી છે અને સમજવા સારુ જેને લાગણીવાળું હૃદય છે તે જોઈ શકે એમ છે કે, તમારે નાહકનું ગધ્ધાવૈતરું કરવું પડે છે અને આખો જન્મારો ગરીબીમાં વિતાડવો પડે છે. તમારી તનતોડ મહેનતથી તમે જે સંપત્તિ ઉત્પન્ન કરો છો તેનો લાભ તો મહેનતમજૂરી બિલકુલ

નહિ કરનારા માણસો ઉઠાવી જાય છે, એટલું જ નહિ પણ, તમે એ માણસોના ગુલામ બની રહ્યા છો. આ વિપરીત દશા છે.

પણ એ દશા દૂર શી રીતે થઈ શકે ?

સહેલામાં સહેલો અને સાદામાં સાદો ઉપાય તો એ સૂઝે, કે જે લોકો તમારી મહેનતનો ખોટી રીતે લાભ ઉઠાવીને અમનચમન કરે છે તેમની પાસેથી, ગેરવાજબી રીતે તેઓએ મેળવેલું બધું, બળાત્કારે ઝૂંટવી લેવું. પરાપૂર્વથી ચાલતો આવેલો એ ઉપાય છે. બહુ જૂના વખતમાં રોમના ગુલામોએ એવું જ કરેલું. મધ્યકાળમાં જર્મની અને ફ્રાન્સના ખેડૂતો એમ જ વર્તેલા. *સ્ટેન્કા રેઝીનના વખતમાં રશિયામાં તો લોકોએ ઘણીવાર એમ કરેલું છે. હાલ પણ રશિયાના મજૂરો ઘણીવાર એમ જ વર્તે છે.

દલિત મજૂરોને સહુથી પહેલો આ ઉપાય જ સૂઝે છે. પણ આ ઉપાયથી એમનો હેતુ કોઈ કાળે સર્યો નથી, એટલું જ નહિ પણ, હમેશાં એવું બન્યું છે કે સ્થિતિ સુધરવાને બદલે વધારે બગડી છે. પહેલાંના વખતમાં જ્યારે રાજ્યસત્તા આટલી પ્રબળ નહોતી થઈ ગઈ ત્યારે આવાં બંડો સફળ થવાં કાંઈ કે શકય હતાં. પરંતુ અત્યારે તો સરકાર પાસે ધનના ભંડાર

---

*સ્ટેન્કા રેઝીન સત્તરમા સૈકામાં રશિયામાં થઈ ગયો. તેની જન્મતિથિ, જન્મસ્થળ તથા પૂર્વજો વિષે કાંઈ માહિતી મળતી નથી. તેના જીવનનો ઉદ્દેશ અમીરઉમરાવોનો નાશ કરી, મોટા હોદ્દા તથા અધિકારો નાબૂદ કરી, સમાનતા સ્થાપવાનો હતો. તેણે જીવન લૂંટારા તરીકે શરૂ કર્યું અને કેટલોક મુલક મેળવી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાની તૈયારી કરેલી. પણ આસપાસનાં રાજ્યોએ મળી તેની સત્તા તોડી પાડી, તેને કેદ કર્યો અને સને ૧૬૭૧માં મોસ્કો લઈ જઈ, તેના પર અકથ્ય જુલમ કરી જીવતો દાટી મારી નાંખ્યો. —અનુવાદક

ભરેલા છે; રેલવે, તાર, પોલીસ અને મોટાં હથિયારબંધ લશ્કરોની વિપુલ સાધનસામગ્રી તેની પાસે પડેલી છે. તેવે વખતે બંડ કર્યે શું વળે ? બંડખોરોને રેંસીરેંસીને મારી નાંખવામાં જ આવે. આવા પ્રયત્નોનું પરિણામ એ આવે છે કે, મજૂરી નહિ કરનાર વર્ગની સત્તા મજૂરવર્ગ ઉપર વધારે કાયમ થાય છે.

મજૂર ભાઈઓ, પશુબળ સામે પશુબળ વાપરી મુક્ત થવાનો પ્રયત્ન કરવો, એ તો દોરડે બંધાયેલો માણસ દોરડાના બંધ સખ્ત થાય એવી રીતે દોરડું ખેંચીખેંચીને તેમાંથી છૂટવાનો પ્રયત્ન કરે એના જેવું છે. જેમ દોરડાંના બંધ સખ્ત થયે એવો માણસ વધારે જ જકડાશે, તેમ તમારી પાસેથી પણ જે પશુબળથી ઝૂંટવી લેવામાં આવ્યું છે તે પશુબળથી પાછું મેળવવાના પ્રયત્ન કરશો, તો તમે ગુલામીમાં વધારે સપડાશો.

## ૨

પશુબળથી મજૂરોની ધારણા બર નથી આવતી અને તેમ કરતાં મજૂરોની સ્થિતિ સુધરવાને બદલે ઊલટી વધારે બગડે છે, એ હવે સિદ્ધ થઈ ચૂકયું છે. હાલમાં મજૂરોનું કલ્યાણ ઇચ્છનારાઓએ અથવા જેઓ પોતાને એમનું કલ્યાણ ઇચ્છનારા કહે છે, તેમણે એમના છુટકારાનો એક નવો ઉપાય શોધી કાઢયો છે. તેઓનું કહેવું એવું છે કે, એ મહેનતમજૂરી કરનારા લોકો પાસે પહેલાં જમીન હતી પણ જે તેઓ ખોઈ બેઠા છે અને તેથી કરીને કારખાનાં તથા મિલોમાં રોજિંદા મજૂર તરીકે કામ કરવા જવા લાગ્યા છે (સૂર્યનો ઉદય અને અસ્ત જેમ નિશ્ચિત છે તેમ જ મજૂરોને કારખાનામાં કામ

કરવા જવું પડવાનું આ લોકોને મન નિશ્ચિત છે.) — તે મજૂરો પોતપોતાના સંઘ અને મહાજનો સ્થાપે, લોકલાગણી પોતાની તરફ વાળવા સરઘસો ઇત્યાદિની ભારે ચળવળો કરે, પાર્લમેન્ટોમાં પોતાના પક્ષવાળાઓને ચૂંટીને મોકલે અને એ પ્રમાણે દિનપ્રતિદિન પોતાની સ્થિતિ સુધારવા મહેનત કર્યાં કરે, તો અન્તે એક દિવસ એવો આવે કે જ્યારે તેઓ બધી મિલો અને કારખાનાં અથવા ઉત્પત્તિનાં તમામ સાધનો — જમીન સુધ્ધાં — પોતાને હસ્તગત કરી શકે; અને પછી તેઓ પૂરેપૂરા સ્વતંત્ર અને સુખી થાય. આવાં સાધનો દ્વારા મજૂરોની સ્થિતિ સુધારવાના ઉપદેશમાં ઘણીયે બાબતો ન સમજાય તેવી, બેહૂદી, પરસ્પર વિરોધી અને કેવળ બેવકૂફીભરેલી છે. છતાં હમણાં હમણાં આ રીતનો પ્રચાર વધારે ને વધારે થવા લાગ્યો છે.

જે દેશમાં ઘણા લોકોએ પેઢીઓ થયાં ખેતીવાડી સાવ છોડી દીધેલી હોય છે, ત્યાં જ આ ઉપદેશનો સ્વીકાર થાય છે એવું નથી. જ્યાં મજૂરી કરનારા મોટા જનસમૂહે ખેતીનો ત્યાગ કરવાનો વિચાર સુધ્ધાં નથી કરેલો હોતો, ત્યાં પણ આ ઉપદેશ લોકો સ્વીકારે છે.

જે ઉપદેશમાં સૌથી પહેલી વાત એ જ હોય કે, ખેતીની સ્વાભાવિક, નીરોગી, સુખી અને વિવિધતાને લીધે આનંદ પડે તેવી મજૂરી છોડીને અનારોગ્ય, ગાંધાઈને ગભરાઈ મરાય, એકનું એક જ કામ કર્યાં કરવાનું હોવાથી કંટાળો ઉપજે અને બુદ્ધિ બહેર મારી જાય એવી કારખાનાની મજૂરી કરવા જવું! જે ઉપદેશ સૌથી પહેલું એ શીખવે કે, પોતાની બધી જરૂરિયાતો પોતે પેદા કરી લેનારા ખેડૂતે પોતાની સંપૂર્ણ સ્વતંત્રતા છોડીને

મિલમાં શેઠની પૂરેપૂરી પરતંત્રતા ભોગવવા જવું! એ ઉપદેશનો સ્વીકાર જે દેશમાં મજૂરી કરનારને ખેતીમાં ગુજરાન મળવાનો કાંઈ કે સંભવ છે ત્યાં તો ન જ થવો જોઈએ, એમ ઉઘાડું લાગવું જોઈએ.

છતાં રશિયા જેવા દેશોમાં, જ્યાં મજૂરોનો ૯૮ ટકા ભાગ ખેતી જ કરનારો છે, ત્યાં પણ આ મોહક ઉપદેશ, જેને સમાજવાદ કહે છે, તેનો પ્રચાર કરવાનું કામ ખેતી છોડી દીધેલા પેલા બાકી રહેલા બે ટકા બહુ રાજી થઈને કરે છે.

આનું કારણ એ છે કે, ખેડૂત ખેતી કરવાની છોડી દે એટલે શહેરી અને મિલના જીવનને લગતી લાલચોમાં અનિચ્છાએ પણ ફસાય. સમાજવાદનું શિક્ષણ આ લાલચોનો બચાવ કરે છે. એ કહે છે કે, માણસ પોતાની જરૂરિયાતો વધારે તે તેના વિશેષ વિકાસની નિશાની છે.

આવા મજૂરો સમાજવાદના શિક્ષણનાં છૂટાંછવાયાં સૂત્રો કયાંયથી પોતે પકડી લીધાં હોય તેનો પોતાના સાથીઓને ખાસ ઉત્સાહપૂર્વક ઉપદેશ કરે. અને પોતે પોતાની જરૂરિયાતો વધારેલી હોવાથી તથા આ શિક્ષણનો પ્રચાર કરતા હોવાથી, પોતાને તે પ્રગતિમાન સુધારક માને તથા ગામડાની જાડી રીતભાતવાળા ખેડૂત કરતાં પોતાને બહુ જ ઊંચા માને. સદ્ભાગ્યે આવો વર્ગ હજી રશિયામાં બહુ નાનો છે.

રશિયાના ખેતી કરતા લોકોના મોટા ભાગને કાને હજી આ સમાજવાદનો ઉપદેશ પહોંચ્યો નથી. અને કદાચ આવો ઉપદેશ તેમના સાંભળવામાં આવે તોપણ તેઓ માને છે કે, આ શિક્ષણથી પોતાનું કાંઈ વળે એમ નથી અને તેમને માટે તો તે તદ્દન નકામો છે.

સંઘ સ્થાપવા, ભારે ચળવળો કરી પોતાની લાગણી પ્રદર્શિત કરવા સરઘસો વગેરેના મોટા દેખાવડા કરવા, પાર્લમેન્ટમાં પોતાના પક્ષના માણસોને ચૂંટવા, એમ સમાજવાદીઓ કહે છે. એ રીતો મારફત મિલમાં કામ કરતા માણસો પોતાની અધમ દશામાંથી છૂટવાનો પ્રયત્ન કરે છે, પણ તેમાંનું કશું ગામડાના સ્વતંત્ર ખેડૂતને સમજાતું નથી.

ખેડૂતને જો કશાની ખાસ જરૂર હોય તો તે એક જ વાતની છે. તેમને નથી જોઈતો પોતાની મજૂરીના દરમાં વધારો કે નથી જોઈતો પોતાના કામના કલાકમાં ઘટાડો. તેમને એક જ વસ્તુની જરૂર છે—જમીનની. ઘણા મોટા વર્ગની પાસે પોતાના કુટુંબનો ગુજારો ચલાવી શકાય એટલી જમીન નથી હોતી. ખેડૂતોને તો આ ભારે મહત્ત્વની વાત છે, પણ સમાજવાદના શિક્ષણમાં એ સંબંધે તો કશું જ નથી હોતું.

## ૩

મજૂર વર્ગની સ્થિતિ સુધારવાનો, તેમને ગુલામી દશામાંથી છોડાવવાનો એકમાત્ર ઉપાય જમીન છે. ખેડૂતને સ્વતંત્ર જમીન મળવી જોઈએ. રશિયાના બધા સમજુ ખેડૂતો આ વાત સારી પેઠે જાણે છે.

આ વિષે એક રશિયન ખેડૂત પોતાના મિત્રને નીચે પ્રમાણે લખે છે:

"રાજ્યક્રાન્તિ થાય, પણ જો જમીન ખાનગી માલિકીની જ રહે તો એવી રાજ્યક્રાન્તિ કરવા જેવી નથી. રુમાનિયા દેશમાં આપણા કેટલાક ભાઈઓ રહે છે. એમ કહેવાય છે

કે એ દેશમાં સારા બંધારણવાળી રાજ્યપદ્ધતિ છે, ત્યાં પાર્લમેન્ટ છે, પરંતુ ત્યાં જમીન તો લગભગ બધી જ જમીનદારોના હાથમાં છે. ત્યારે પછી એ પાર્લમેન્ટ લોકોને શા ખપની? છાપાંઓમાં આવે છે એ ઉપરથી તો જણાય છે કે, પાર્લમેન્ટમાં એટલું બને છે કે એક પક્ષ બીજા પક્ષ સાથે લડે; પરંતુ લોકો તો વધારે ને વધારે ગુલામ બનતા જાય છે, જમીનદારોના દાબ તળે વધારે ને વધારે કચડાતા જાય છે. જમીનદારો પોતાની જમીન ઉપર બંગલા બાંધે છે. તેઓ ખેડૂતને અર્ધે ભાગે, ઘણુંખરું એક વર્ષની મુદત માટે, જમીન ખેડવા આપે છે. ખેડૂત જમીન સારી કરીને ખેડે તો બીજે વર્ષે જમીનદાર પોતે એ જમીન વાવે છે અને ખેડૂતને બીજો કટકો આપે છે. આ બીચારા ખેડૂતો થોડાં વર્ષ એક જમીનદારના હાથ તળે રહે છે. એ દરમ્યાન કાંઈ વધ્યું ઘટયું હોય તે સરકાર કર પેટે વસૂલ કરી લે છે. પછી ઘોડો, ગાય, ગાડું, હળ, કપડાં, ખાટલો, વાસણકૂસણ બધું નાંખી દેવાને ભાવે વેચી નાખી, પેલો બિચારો ખેડૂત પોતાનું ભૂખે મરતું કુટુંબ લઈને બીજા જમીનદારને વધારે સારો માની એની પાસે જાય છે. આ નવો જમીનદાર એને બળદ, હળ અને બી પૂરાં પાડે છે. પણ થોડાં વર્ષ અહીં રહે એટલે પહેલાંનો પ્રકાર અહીં પણ બને છે. પછી ત્રીજા પાસે જાય છે અને એમ ઘટમાળ ચાલે છે. આ ઉપરાંત જે જમીનદારો પોતાને હિસાબે ખેતી કરે છે તેઓ મોસમ વખતે મજૂરો રાખે છે, પણ રિવાજ મોસમ પૂરી થયે મજૂરી ચૂકવી આપવાનો હોય છે. અને એવું તો ભાગ્યે જ બને છે કે જમીનદાર મજૂરને પૂરેપૂરા દામ આપે. બધા એવું નહિ કરતા હોય પણ ઘણાખરા તો

મજૂરોના અર્ધોઅર્ધ પૈસા ભાગે છે. અને નથી એની કાંઈ દાદ કે ફરિયાદ! આ તમારું બંધારણ! અને આ તમારી પાર્લમેન્ટ!

"જમીન એ પહેલી જરૂરની વસ્તુ છે અને લોકોએ તે મેળવવા પ્રયત્ન કરવો જોઈએ. ખાણો અને કારખાનાં તો મને લાગે છે કે એની મેળે મજૂરોના હાથમાં આવશે. મજૂરોના હાથમાં જમીન આવશે એટલે તેઓ એના ઉપર કામ કરશે અને પોતાની મજૂરીમાંથી સ્વતંત્ર જીવન ગુજારી શકશે. પછી ઘણા ખાણો અને કારખાનામાં કામ કરવા ના પાડશે એટલે મજૂરોમાં હરીફાઈ ઘટી જશે. એને પરિણામે મજૂરીના દર વધશે, એટલે મજૂરો પોતાના સંઘો સ્થાપવાનું, સહકારી ભંડોળ એકઠો કરવાનું અને એવું બીજું કામ કરી શકશે. પછી તેઓ માલિકો સાથે પણ હરીફાઈમાં ઊતરી શકશે. પછી માલિકોને કારખાનાં ચલાવવાં પોસાશે નહિ, એટલે તેઓ કામદારો સાથે સમાધાન કરશે. માટે જમીન એ મુદ્દાની વસ્તુ છે. આ વાત કામદાર વર્ગને બરાબર સમજાવવી જોઈએ. બીજી રીતે તેઓ મજૂરીના દરમાં વધારો કરાવી શકશે, તો એ વધારો જ્યાં સુધી તેમનો ઉત્સાહ મોળો નહિ પડે ત્યાં સુધી જ ટકી શકવાનો. વળી સ્થિતિ એવી પણ બદલાય કે, એક માણસ કામ કરવા નારાજ હોય તો એની જગ્યાએ આવવા બીજા દસ ખડેપગે તૈયાર હોય. આવું બને ત્યારે તો મજૂરીના દર વધવાની આશા જ કેમ રાખવી?"

રુમાનિયામાં કેવી સ્થિતિ પ્રવર્તી રહેલી છે તે સંબંધે આ કાગળમાં જણાવેલી બાબત પૂરેપૂરી ખરી ન હોય એવો સંભવ છે, અને બીજા દેશોમાં પણ જુલમ આટલે દરજ્જે ન હોય

એવો સંભવ છે, છતાં મૂળ મુદ્દો તો રહે છે જ કે, કામદારોની સ્થિતિ સુધારવાની પહેલી શરત એ છે કે એ લોકો પાસે સ્વતંત્ર જમીન હોવી જોઈએ. એ બાબત આ કાગળમાં સચોટ રીતે દર્શાવાયેલી છે.

## ૪

આ અણપઢ ખેડૂત જણાવે છે કે 'તકરારનો મૂળ મુદ્દો જમીન છે'; ત્યારે ભણેલા સમાજવાદીઓ જણાવે છે કે, તકરારનો મૂળ મુદ્દો ખાણો અને કારખાનાં છે, જમીન તો પછી આવે. સમાજવાદીઓના કહેવા પ્રમાણે કામદારોના હાથમાં જમીન આવે તે સારુ એ લોકોએ પ્રથમ તો મૂડીવાળાઓ સાથે મિલો અને કારખાનાંનો કબજો મેળવવા લડવાની જરૂર છે, અને આ વસ્તુઓનો કબજો મેળવી શકયા પછી જ કામદારો જમીનનો કબજો મેળવી શકશે. લોકોને જોઈએ છે જમીન, પણ તેમને કહેવામાં એવું આવે છે કે, જમીન મેળવવા સારુ પ્રથમ તો જમીન છોડી મજૂર બનો. અને એ સમાજવાદી પયગમ્બરો ભવિષ્ય ભાખે છે કે, પછી કોઈ અગમ્ય રીતે એ જમીન પાછી તમારા હાથમાં આવશે. અને તે સાથે મિલો અને કારખાનાં પણ તમારા હાથમાં આવશે — જોકે લોકોને તો એ જોઈતાં જ નથી. જમીન ઉપર કામ કરનારા મજૂરોને જોઈએ છે જમીનની માલકી. પણ તે મેળવવા સારુ એને બિનઉપયોગી એવી મિલો અને કારખાનાંની માલકી મેળવવાનું સમજાવવામાં આવે છે. આ જોઈને તો વ્યાજખાઉ લોકો અટપટી કોટાઈ કરે છે તેનું સ્મરણ થાય છે. કોઈ વ્યાજખાઉ પાસે

તમે હજાર રૂપિયા લેવા જાઓ તો એ કહેશે કે, 'હું તને એમ ને એમ એક હજાર રૂપિયા તો ન ધીરું, પણ તું બે હજાર રૂપિયા લઈ જા. તેમાંથી હજાર રૂપિયાનો રેશમી કાપડ, સાબુ વગેરે માલ — જેની પેલા માણસને કશી જ જરૂર નથી તે — આપું. અને તું એ માલ લેવાનું કબૂલ કરે તો જ તારા માગ્યા પ્રમાણે રૂપિયા એક હજાર રોકડા આપું.'

એ જ પ્રમાણે સમાજવાદીઓ — જેમના મગજમાં એવું ભૂત ભરાયું છે કે મિલો અને કારખાનાંની જેમ જ જમીન પણ મજૂરી કરવાનું સાધન છે — તેઓ, જે મજૂરોને જમીનની માલકી જોઈએ છે, તેમને સલાહ આપે છે કે, તમે પ્રથમ જમીન ઉપર મજૂરી કરવાનું છોડી દો, જે કારખાનાંમાં તોપો, બંદૂકો, અત્તર, સાબુ, કાચ, રીબન અને એવી મોજશોખની વસ્તુઓ બને છે તેનો કબજો લેવા પ્રયત્નશીલ થઈ જાઓ. અને ત્યાર પછી જ — જ્યારે આ મજૂરોને કાચ, રીબન વગેરે વસ્તુઓ ઝપાટાબંધ તૈયાર કરતાં આવડી જશે અને જમીન ઉપર કામ કરવા માટે નાલાયક થઈ જશે ત્યારે — તેઓ જમીનનો કબજો પણ મેળવી શકશે.

## ૫

જે મજૂર અનેકવાર વિશાળ ખેતરોમાં, ઘાસનાં બીડોમાં અને જંગલોમાં કામ કરતો હતો, એ મજૂરને દશ વર્ષ પછી અથવા કોઈ કોઈ વાર તો કેટલીયે પેઢીઓ પછી પોતાના માલિક તરફથી ગંદા, રોગી હવાવાળા લત્તામાં એક નાનું ઘર મળે અને તેની આગળ બે ફૂલના છોડ કે ચાર પાંચ

શાકના વેલા વાવી શકે એટલી ત્રણ ચાર વાર જમીન મળે, ત્યારે એ મજૂરને જે આનંદ થાય છે તેની આપણને ગમે તેટલી નવાઈ લાગે છતાં એ સમજી શકાય એવી વસ્તુ છે.

પોતાની જમીન ઉપર માણસ વસે અને તેના ઉત્પન્નમાંથી પોતાનો ગુજારો ચલાવે, એના જેવું સુખ અને સ્વતંત્રતાનું બીજું સાધન અત્યારે નથી અને કાળાન્તરે પણ નહિ હોય. જૂના વખતથી સહુ લોક આ વસ્તુથી વાકેફ છે, અને તેથી જ, માછલી જેમ પાણી તરફ વળે તેમ મનુષ્યો હમેશાં ખેડૂત-જીવન અથવા જે વધારેમાં વધારે એના જેવું હોય તે તરફ વળ્યાં છે અને ભવિષ્યમાં વળશે.

પરંતુ સમાજવાદીઓ તો કહે છે કે, મનુષ્યના સુખને અર્થે ઢોરઢાંખર અને ઝાડપાનની વચ્ચે — જ્યાં માણસની મુખ્ય જરૂરિયાતો જમીન ઉપર કામ કરીને પૂરી પાડી શકાય એમ છે ત્યાં — માણસને રહેવાની કશી જરૂર નથી. તેઓ કહે છે કે માણસે ઉદ્યોગના મથકમાં રહેવાની જરૂર છે. ત્યાં હવા બગડેલી હોય તેની કશી ફિકર નહિ. ત્યાં માણસે પોતાની જરૂરિયાતો દિનપ્રતિદિન વધાર્યે જ જવી, પછી એ જરૂરિયાતો પૂરી પાડવા સારુ કારખાનામાં ગાંડાની માફક કામ કરવું પડે તેની ફિકર નહિ. અને કારખાનાની જાળમાં ફસાયેલો મજૂર આ ઉપદેશ સાચો માનીને કામના કલાક સારુ અને મજૂરીના દર સારુ માલિક સાથે દારુણ ઝઘડા ચલાવવામાં પોતાની તમામ શક્તિ ખર્ચી નાંખે છે, અને આ બધો વખત એ એવી ભ્રમણામાં રહે છે કે પોતે બહુ જ અગત્યનું કાર્ય કરે છે. ખરી રીતે તો જેમની જમીન ખૂંચવી લેવામાં આવી છે એવા

મજૂરવર્ગે એક જ માત્ર અગત્યના કાર્ય પાછળ પોતાની શક્તિ ખર્ચવાની જરૂર છે. એ કાર્ય તે એ કે પોતે કુદરત તરફ કોઈ પણ રીતે પાછો વળે અને ખેતીનું કામ કરતો થઈ જાય. પરંતુ આના જવાબમાં સમાજવાદીઓ કહે છે કે, મિલમજૂરોના જીવન કરતાં ખેડૂતનું જીવન શ્રેષ્ઠ છે, એ વાત સાચી હોય તોપણ આજકાલ મિલમજૂરોની સંખ્યા એટલી બધી વધી ગઈ છે અને ખેતીનું કામ તેમણે એટલા બધા લાંબા કાળથી છોડી દીધું છે કે, તેમને માટે ફરી ખેડૂતનું જીવન ગાળવું શક્ય જ નથી. વળી એમ બનવું અશક્ય છે, કારણ આવી રીતે મજૂરો ફરી ખેડૂતનું જીવન સ્વીકારે તેથી એટલું જ બનવાનું કે, કારખાનામાં તેઓ જે માલ ઉત્પન્ન કરે છે અને જેને લીધે રાષ્ટ્રની સંપત્તિ વધે છે તે માલ ઉત્પન્ન થતો નાહક ઓછો થવાનો; અને આમ ન બને એમ માનીએ તોપણ બધા મિલમજૂરોનું પોષણ થઈ શકે એટલી જમીન ક્યાંથી મળવાની છે?

મિલમજૂરો ફરી ખેડૂતનું જીવન સ્વીકારે તેથી રાષ્ટ્રની સંપત્તિ ઘટે એ વાત સાચી છે જ નહિ. કારણ, એ લોકો ખેતી કરશે એનો અર્થ એવો છે જ નહિ કે, એમના બચત વખતમાં એ લોકો એમને ઘેર કશો ઉદ્યમ નહિ કરે અથવા કારખાનામાં પણ કશો ઉદ્યમ કરવા નહિ જાય. પરંતુ આવા ફેરફારથી મિલોમાં ઘણીયે નકામી અને નુકસાનકારક વસ્તુઓ ભારે ઝડપથી તૈયાર થતી અટકશે અથવા તો જરૂરી વસ્તુઓની પણ વધારાપડતી ઉત્પત્તિ અટકશે, અને તેના બદલામાં અનાજ, શાક, ફળ, ઢોર વગેરે વધશે તો તેથી રાષ્ટ્રની સંપત્તિ જરાય ઘટવાની નથી, ઊલટી વધશે.

હવે બીજી દલીલ તપાસીએ. કહે છે કે બધા મિલ-મજૂરોનું પોષણ થાય એટલી જમીન નહિ મળે. આ વાત પણ સાચી નથી. રશિયાની વાત છોડી દઈએ, તો પણ ઘણાય મોટા જમીનદારોના હાથમાં એટલી જમીન પડેલી છે કે, રશિયાના તો શું પણ આખા યુરોપના મજૂરોનું પોષણ તે ઉપર થઈ શકે. ઇંગ્લંડ અને બેલ્જિયમ જેવા દેશોમાં પણ મોટા જમીનદારો પાસે જે જમીન છે તે ત્યાંના તમામ મજૂરોને પૂરતી થઈ રહે એટલી છે. એક વાત માત્ર ધ્યાનમાં રાખવાની છે કે, અત્યારે જે સુધારા થયા છે તેનો પૂરેપૂરો લાભ લઈ ખેતીની કળા બરાબર સંપૂર્ણતાએ પહોંચાડવામાં આવે, જેટલી ચીન દેશમાં હજાર વર્ષ ઉપર પહોંચાડવામાં આવી હતી. *

---

* ચીનમાં પ્રાચીન કાળમાં ખેતીની કળા કેટલી સંપૂર્ણતાએ પહોંચી હતી, તેનો ખ્યાલ 'જૉન ચાઈનામૅનના પત્રો'માંના નીચેના વર્ણન ઉપરથી આવશે:

દૂર પૂર્વમાં તમે કદી ન જોયા હોય એવા સૂર્યના પ્રકાશમાં (કારણ જે થોડોઘણો પ્રકાશ તમને મળે છે તેને ધુમાડાથી તમે કલુષિત કરી નાંખો છો.) એક મહાન નદીના વિશાળ તટ ઉપર જ્યાં હું જન્મ્યો હતો તે ઘર છે. એવાં તો ત્યાં હજારો ઘર છે. માટી અથવા ચૂનાથી ધોળેલા, નાનકડા, આહ્લાદક અને સ્વચ્છ એવા એ દરેક ઘરની આસપાસ સુંદર બાગ હોય છે. તે નદીના પ્રદેશમાં માઈલો સુધી લીલોતરીના સમુદ્રમાં ઘરોનાં ભૂરાં અથવા લાલ છાપરાં દેખાય છે. વળી અહીંતહીં ઝાડોનાં ઝુંડમાં કોઈ ઊંચા પગોડા (બૌદ્ધ મંદિર)નાં સુવર્ણશિખર ઝળકી રહે છે. નદી ઉપર સેંકડો પુલો હોય છે અને તરાપા તથા નાની મોટી હોડીઓથી ઊભરાતો તેનો સ્વચ્છ પ્રવાહ ગામડાંના સમૃદ્ધ બજારમાંથી માલ

જેમને આ બાબતમાં રસ હોય તેમને પ્રિન્સ ક્રોપોટકિનનાં 'કોન્કવેસ્ટ ઑફ બ્રેડ' અને 'ફિલ્ડ્સ, ફેક્ટરીઝ એન્ડ વર્કશૉપ્સ' નામનાં પુસ્તકો તથા પોપોફનું 'કિચન ગાર્ડન ગ્રેઈન ગ્રોઇંગ' નામનું પુસ્તક વાંચવાની મારી ભલામણ છે. ખેતી બરાબર સુધારી હોય તો જમીનની ઉત્પાદકશક્તિ કેટલે દરજ્જે વધારી શકાય એમ છે અને એક ને એક જમીન ઉપર કેટલાં વધારે માણસનું ગુજરાન ચલાવી શકાય એમ છે, તે એ પુસ્તકોમાંથી જોઈ શકાશે. વળી નાના ખેડૂતો, જેઓ જમીન સાંથે રાખીને ખેતી કરે છે, તેમને પણ વધારાનો તમામ નફો શ્રીમંત જમીનદારોને આપી દેવો પડતો ન હોય, તો તેઓ પણ પોતાની ખેતીમાં સુધરેલી ઢબ દાખલ કરી શકે.

---

લઈ જાય છે અને બહારથી ત્યાં લાવે છે. કારણ, આખા પ્રદેશના ખેડૂતો આબાદ છે. તેમના બાપદાદાઓની ખેડેલી જમીન તેઓ ખેડે છે. તેઓ કહી શકે કે એ જમીન તેમણે અને તેમના બાપદાદાઓએ તૈયાર કરેલી છે. કારણ, તમે જોશો તો જે ટેકરીઓ પહેલાં વેરાન હતી તે ટેકરીઓ લગભગ શિખર સુધી આજે ભાત, શેરડી, સંતરાં, કપાસ અને ચાની ખેતીને લીધે લીલોતરીથી છવાઈ રહી છે. નદીના પટમાંથી ઊંચે ચડાવેલા પાણીનાં ઝરણાં ટેકરીઓના ઢોળાવ ઉપર ચાંદીના કંદોરા જેવાં ચળકે છે. એક નીકમાંથી બીજી નીકમાં વહેતાં પાણીના હજારો પ્રપાતો મારફત, હોજોમાં ધમકારાબંધ પડતાં પાણી મારફત, અને જુદી જુદી જગાએ પાણી પહોંચાડવા માટે બાંધેલા નળ મારફત, ત્યાંની જમીનને સિંચન મળે છે અને બધે લીલોતરી, ફળદ્રુપતા અને જીવન નજરે પડે છે. નાના નાના પુલો ઉપર થઈને જતા દુર્ગમ પથો ઉપર તમે ફર્યાં જ કરો, અને મનુષ્યના અનેક જમાનાના અને આજના તેમનાં સંતાનોના શ્રમનાં અગણિત દૃષ્ટાંતો તમને નિહાળવાનાં મળશે. **અનુવાદક**

જમીનદારોને તો જમીનની ઉત્પાદકશક્તિ વધારવાની બહુ પરવા પડી નથી, કારણ કે તેમને તો જરાય કામ કર્યા વિના તેમાંથી પુષ્કળ સાંથ મળ્યાં જ કરે છે.

એટલે મુખ્ય દલીલ આ છેઃ 'બધા મજૂરોને પૂરી પડે એટલી છૂટી જમીન મળી શકે તેમ નથી. માટે જમીનદારો જે જમીન પચાવીને બેઠા છે તેમની પાસેથી તે છોડવવાનો પ્રયત્ન કરવામાં કશો માલ નથી.'

આ તો પેલા એના જેવી વાત થઈ કે, લોકોનું ટોળું તોફાનમાં ટાઢે થરથર ધ્રૂજતું બહાર ઊભું છે અને એક ખાલી ઘરના માલિક પાસે તેઓ આશ્રયની યાચના કરે છે, તેમને પેલા માલિક કહે છે કે, 'તમને કોઈને આશ્રય આપવો યોગ્ય નથી, કારણ તમે બધા તો મારા ઘરમાં સમાઈ જ શકવાના નથી.'

પરંતુ જેટલા માગણી કરતા હોય તેમને દાખલ તો કરો. પછી તેઓ પોતાનો સમાસ કેવી રીતે કરી લે છે તે ઉપરથી જોઈ શકાશે કે કેટલાને જગા આપી શકાય એમ છે. બધાને આશ્રય ન આપી શકાય તેમ હોય તેટલા સારુ થોડાને શું ન આપવો ?

જમીનની વાત પણ એના જેવી જ છે. મજૂરી કરનારાઓને જે જમીનથી દૂર રાખવામાં આવ્યા છે તે જમીન જે માગે તેને મળી શકે એમ કરો. પછી જુઓ કે જમીન પૂરતી થઈ રહે છે કે નહિ.

વળી, અત્યારે કારખાનાંમાં રોકાયેલા મજૂરો માટે જમીન પૂરતી નથી એ દલીલ વાસ્તવમાં સત્ય જ નથી. જો મિલ-

મજૂરોને બીજેથી ખરીદેલા ઘઉં ઉપર પોતાનો નિર્વાહ ચલાવવો પડતો હોય, તો બીજાએ પેદા કરેલા ઘઉં ખરીદવા કરતાં શા માટે તેઓ જાતે જ — જ્યાં તેમને ખાવાના ઘઉં પેદા થાય છે ત્યાં—હિંદુસ્તાન, આર્જેન્ટિયા, ઑસ્ટ્રેલિયા અથવા સાઇબીરિયામાં જઈને તે જમીન ઉપર ખેતી ન કરે?

એટલે, મિલમજૂરો ફરી પાછા જમીન ઉપર ન જઈ શકે એ વાતની તરફેણની બધી દલીલો બિનપાયાદાર ઠરે છે. ઊલટું, આવો ફેરફાર સમાજનું હિત ઘટાડવાને બદલે વધારશે જ, અને હિંદુસ્તાન અને રશિયા તથા એવા બીજા દેશોમાં જ્યાં દુકાળ રોજના થઈ પડ્યા છે ત્યાંના દુકાળનો અંત આણશે. ખેતી-પ્રધાન દેશોમાં દુકાળનું દુઃખ રોજનું થઈ પડ્યું છે એ જ મોટી સાબિતી છે કે અત્યારની જમીનની વહેંચણીમાં ક્યાંક ભારે દોષ રહેલો છે.

એ વાત સાચી છે કે ઇંગ્લંડ, બેલ્જિયમ તથા અમેરિકામાં, જ્યાં મિલઉદ્યોગનો વિશેષે કરીને વિકાસ થયેલો છે ત્યાં, મિલ-મજૂરોનું જીવન એટલી બધી વિકૃતિને પામી ગયું છે કે તેમનું જમીન ઉપર પાછા ફરવું આપણને બહુ મુશ્કેલ જણાય. પરંતુ, મજૂરોને માટે ખેડૂતનું જીવન સ્વીકારવું બહુ મુશ્કેલ હોય તેથી કાંઈ આવો ફેરફાર કોઈ દિવસ સાધી શકાય એમ જ નથી, એવું માનવાને કશું કારણ નથી. આ ફેરફાર સાધવાને માટે પ્રથમ તો એ જરૂરનું છે કે, મિલમજૂરો બરાબર સમજી જાય કે તેમનું કલ્યાણ આ સિવાય બીજી કોઈ રીતે નથી થવાનું. અને સમાજવાદના સિદ્ધાન્ત મુજબ જે શીખવવામાં આવે છે કે કારખાનાંની ગુલામી એ સનાતન અને ધ્રુવ છે, એનું દુઃખ ઓછું કરી શકાશે પણ નાબૂદ તો નહિ જ કરી શકાય, એ

વસ્તુ એ લોકોએ સ્વીકારી લેવાને બદલે મૂળ ઉપાયની સિદ્ધિની શોધમાં મંડ્યા રહેવું જોઈએ.

ત્યારે, જે મજૂરોએ જમીન છોડી દીધી છે અને જેઓ કારખાનાંમાં કામ કરી પોતાનું ગુજરાન ચલાવે છે, તેમને મજૂરસંઘોની, હડતાળોની અથવા પહેલી મેને દિવસે વાવટા સાથે કાઢવામાં આવતાં બાલિશ સરઘસોની જરૂર નથી. પરંતુ એક જ ચીજની જરૂર છે. એ ચીજ એ કે, કારખાનાંની ગુલામીમાંથી છૂટવાના અને જમીન ઉપર ફરી વસવાટ કરવાના ઉપાયની શોધ કરવી. એમાં મુખ્ય નડતર, જેઓ જાતે જમીન ઉપર કામ કરતા નથી એવા જમીનદારો જમીન પચાવીને બેઠા છે, તેમની તરફની છે. મજૂરોએ સરકાર પાસે આની માગણી કરવાની છે. આમાં તેમની પોતાની નહિ એવી કોઈ પારકી વસ્તુની માગણી તેઓ કરતા નથી; પરંતુ તેમના પોતાના શાશ્વત અને જન્મસિદ્ધ એવા સ્વાભાવિક હકની જ તેઓ માગણી કરે છે. જમીન ઉપર વસવાનો અને બીજાની પરવાનગી વિના તેની ઉપજ ખાવાનો તો પશુને પણ હક છે.

મજૂરોના પ્રતિનિધિઓએ પાર્લમેન્ટમાં આને માટે મહેનત કરવાની જરૂર છે. જે વર્તમાનપત્રો મજૂરપક્ષનાં હોય તેમણે પણ આ જ ઉપદેશ આપવો જોઈએ. અને મિલમજૂરોએ પોતાનો બધો પુરુષાર્થ આ દિશામાં જ વાળવો જોઈએ.

આ તો થઈ જે મજૂરવર્ગ જમીન છોડી બેઠો છે તેમની વાત. જે મજૂરો — દાખલા તરીકે, રશિયાના મજૂરવર્ગનો ૯૮ ટકા ભાગ — હજી જમીન પર રહે છે તેમનો પ્રશ્ન તો માત્ર એટલો જ છે: તેઓ જમીનનો ત્યાગ કર્યા વિના

અને મિલજીવનની મોહક જાળમાં ફસાયા વિના પોતાની સ્થિતિ શી રીતે સુધારી શકે?

એક જ વસ્તુ કરવાની છે. તે એ કે મોટા જમીનદારો જે જમીન પચાવી પડયા છે તે જમીન તેઓ ખરા ખેડૂતોને સોંપી દે.

રશિયામાં તમે કોઈ પણ ખેડૂતને પૂછશો અથવા શહેરના કોઈ મજૂરને પૂછશો કે: 'તારી સ્થિતિ આવી ખરાબ કેમ છે?' તો એક જ ઉત્તર મળશે કે: 'જમીન નથી. અમે કયાં કામે લાગીએ?'

અને અહીં રશિયામાં પણ, જ્યાં તમામ લોકો પોતાની જમીન ખૂંચવી લેવામાં આવી છે એવી બૂમો મારી રહ્યા છે ત્યાં, એવા માણસો પડયા છે જેઓ લોકોની સેવા કરવાના વિચારથી તેમને એવું શીખવે છે કે, તમારી ખોયેલી જમીન પાછી મેળવવાનો ઉપાય મૂડીવાળાઓ સાથે કારખાનાંઓમાં ઝઘડો ચલાવવો એ જ છે.

પણ જે લોકો આજકાલના અસ્વાભાવિક જીવનથી ટેવાઈ ગયા છે તેમને તો મારી આ વાત નવાઈભરેલી અને અશક્ય લાગે છે. તેઓ પૂછે છે કે: 'બધા જ ગામડામાં રહે અને ખેતી કરે એ શું ખરેખર જરૂરનું છે?' ઠીક, શા માટે બધા ગામડામાં ન રહે અને ખેતી ન કરે? પરંતુ એવા પણ લોકો પડેલા છે જેમને ગામડાના જીવન કરતાં કારખાનાની ગુલામી સારી લાગતી હોય, તો તે કરતાં તેમને કોણ રોકે છે? મુદ્દો એટલો જ છે કે, જે માણસને માણસાઈની રીતે રહેવાની ઇચ્છા હોય તેને તેમ કરવાની અનુકૂળતા હોવી જોઈએ. જ્યારે આપણે કહીએ છીએ કે, દરેક માણસ કુટુંબકબીલાવાળો

હોય એ ઇષ્ટ છે ત્યારે આપણે કાંઈ એકેએકને પરણવાની અને છોકરાં પેદા કરવાની ફરજ નથી પાડતા. આપણે એટલું જ કહીએ છીએ કે, જે સમાજવ્યવસ્થા પ્રમાણે દરેક માણસને આટલી અનુકૂળતા ન મળી શકે એ સમાજવ્યવસ્થા ખોટી છે.

## ૬

જે વખતે* 'સર્ફ' પદ્ધતિ પ્રચલિત હતી તે વખતે પણ ખેડૂતો માલિકોને કહેતા કે: 'અમે તમારા છીએ, પણ આ જમીન તો અમારી જ છે.' આનો અર્થ એ થયો કે, એક મનુષ્ય પોતાની જાતના બીજા મનુષ્યપ્રાણીનો કબજો ધરાવે એ ગમે તેટલું ગેરકાયદે અને ઘાતકી હોય, તો પણ જે ધણી જમીન ઉપર કામ કરતો નથી તે ધણી એ જમીન ઉપર કબજાનો હક ધરાવે એ વધારે ગેરકાયદે અને ઘાતકી છે. એ વાત સાચી છે કે, હમણાં હમણાંના કેટલાક રશિયન ખેડૂતો પણ જમીનદારોનું અનુકરણ કરીને જમીન કબજે રાખવી એ કાયદેસર ગણી, તથા કોઈ તેમની પાસેથી લઈ લેશે એવો ભય રાખ્યા વિના, જમીન વેચાણ રાખવા લાગ્યા છે અને તેનો

---

*એક પ્રકારની ગુલામીના જેવી પદ્ધતિ. આ પદ્ધતિ પ્રમાણે અમુક માણસો અમુક જમીન સાથે બંધાયેલા જ ગણાય છે. એ જમીન એક ધણી બીજા ધણીને વેચે તો જમીનની સાથે આ મજૂરો પણ બીજા ધણીના કબજામાં જાય છે. અમુક ધણીના હાથ તળે કામ કરવાની ખુશી હોય કે ન હોય પણ પોતે જે જમીન સાથે બંધાયેલો ગણાતો હોય એ જમીન એ ધણીના કબજામાં જાય તો એ મજૂરોને પણ તેના કબજામાં જવું પડે. **અનુવાદક**

વેપાર પણ કરવા લાગ્યા છે. પરંતુ બહુ ઓછી બુદ્ધિવાળા થોડા જ લોભથી અંધ બનીને આમ કરે છે. રશિયન ખેડૂતોનો મોટો ભાગ — ખરા ખેડૂતો તો બધા — એમ જ માને છે કે, જે માણુસ જમીન ઉપર કામ કરતો ન હોય તેની માલિકીની જમીન થઈ શકે જ નહિ અને થવી જોઈએ પણ નહિ. અને જો કે આજકાલ કામ કરનારા પાસેથી નહિ કામ કરનારા જમીન પડાવી લે છે તો પણ એવો સમય જરૂર આવશે, જ્યારે ખાનગી માલકી કરીને કબજે રાખી બેઠેલા પાસેથી જમીન લઈ લેવામાં આવશે અને તે સાર્વજનિક ગણાશે. આમ બનશે જ અને તે થોડા સમયમાં બનશે એવું માનવામાં રશિયાના ખેડૂતોની જરાયે ભૂલ નથી થતી. એ વખત આવી પહોંચ્યો છે, જ્યારે નહિ કામ કરનારા પાસે જમીનનો કબજો હોવો એમાં રહેલો અન્યાય, એમાં રહેલી મૂર્ખાઈ અને એમાં રહેલું ઘાતકીપણું, પચાસ વર્ષ ઉપર સર્ફોને કબજે રાખવામાં જે અન્યાય, મૂર્ખાઈ અને ઘાતકીપણું લાગતું, તેના જેટલું જ સ્પષ્ટ દેખાવા માંડશે. પહેલાંના જેવા જુલમ ભલે નાબૂદ થયા હોય, વસ્તી ભલે વધી હોય અને માણસો વધારે સુધરેલા ભલે બન્યા હોય, પણ જમીન કબજે રાખીને બેઠેલા છે તેઓ તથા જેઓ જમીન ખોઈને બેઠેલા છે તેઓ બન્ને એક વસ્તુ તો સ્પષ્ટ જોઈ શક્યા છે, — જે તેઓ પહેલાં નહોતા જોઈ શકતા — કે ખેડૂત બીચારો આખો જન્મારો વૈતરું કરી કરીને મરી જાય, પણ તેની પાસે પોતાની ખેતી કરવા જમીન નથી તેથી તેને પૂરું ખાવાનું નથી મળી શકતું, ગોચર માટેની જમીન જતી રહેલી હોવાથી બાળકો અને ઘરડાં માંદાંને દૂધ પીવાનું મળી શકતું નથી, પોતાની ભાંગીતૂટી ઝૂંપડીને

સમારવા અને શિયાળામાં તાપણી કરવા લાકડું મળી શકતું નથી; ત્યારે બીજી તરફથી તેમની આંખ સામે જ બિલકુલ મહેનત નહિ કરનારા જમીનદારને પોતાનાં કૂતરાંને પિવડાવવા દૂધ મળે છે, પોતાના ઘોડાને સારુ કાચની બારીઓવાળા તબેલા તે બાંધી શકે છે, પડોશના ભૂખે મરતા ગામડાને આખું વર્ષ ચાલે એટલો ખોરાક એક અઠવાડિયામાં વેડફી મારવાનો તેને મળે છે, બકરાં ઘેટાં તે સારી રીતે પાળીપોષીને ઉછેરી શકે છે અને હજારો એકરમાં જંગલો ઉગાડી શકે છે અને બન્ને તરફ હારબંધ ઝાડોવાળા રસ્તા બનાવી શકે છે. આ સ્થિતિ એકદમ નાબૂદ થવી જ જોઈએ. પહેલાં જેમ સર્ફ પદ્ધતિમાં રહેલો અન્યાય, મૂર્ખાઈ અને ઘાતકીપણું સહુને આંખે ઊડીને બાઝતાં હતાં તેમ હવે આ સ્થિતિમાં રહેલાં અન્યાય, મૂર્ખાઈ અને ઘાતકીપણું સહુને આંખે ઊડીને બાઝે છે. માણસને જ્યારે પોતાની કોઈ પણ સ્થિતિમાં અન્યાય, મૂર્ખાઈ અને ઘાતકી-પણું રહેલાં સમજાય છે ત્યારે તે સ્થિતિનો વહેલોમોડો અંત આવ્યા વિના રહેતો નથી. સર્ફ પદ્ધતિનો અંત આ જ રીતે આવેલો અને જમીનની ખાનગી માલકીનો અંત પણ આ જ રીતે અને થોડા સમયમાં આવશે.

## ૭

જમીનની ખાનગી માલકી નાબૂદ થઈ જવી જ જોઈએ, કારણ તેમાં રહેલાં અન્યાય, મૂર્ખાઈ અને ઘાતકીપણું હવે બહુ ઉઘાડાં થઈ ગયાં છે. પ્રશ્ન એટલો જ છે કે એ નાબૂદ થશે શી રીતે? સર્ફ પદ્ધતિ અને ગુલામગીરી માત્ર રશિયામાં

જ નહિ, પણ બીજા દેશોમાં પણ સરકારના કાયદાથી નાબૂદ થયાં છે. અને એમ લાગે છે કે જમીનની ખાનગી માલકી પણ એવી રીતે સરકારના કાયદાથી નાબૂદ કરી શકાય. પરંતુ સરકાર આવો કાયદો ભાગ્યે જ કરી શકશે અથવા કરશે.

દરેક રાજ્યતંત્ર બીજાની મજૂરી ઉપર તાગડધિન્ના કરનારા મનુષ્યોનું જ બનેલું હોય છે. અને બીજી કોઈ વસ્તુ કરતાં મિલકત જમીનના રૂપમાં હોય તો જ આવી જાતનું જીવન ગાળવું શક્ય બને છે. એકલા રાજ્યકર્તાઓ અને જમીનદારો જ જમીનની ખાનગી માલકી નાબૂદ કરવામાં અટકાયત કરશે એમ નથી. જે લોકોને સરકાર કે જમીનદારો સાથે કાંઈ લેવાદેવા નથી એવા શ્રીમંતોની નોકરી કરનારા લોકો, સરકારી અમલદારો, કળાધરો, વૈજ્ઞાનિકો અને વેપારીઓ, એમને સહેજે એમ લાગે છે કે એમનું હિત જમીનની ખાનગી માલકી સાથે સંકળાયેલું છે. તેઓ હમેશાં એ પદ્ધતિનો બચાવ કરશે અથવા તેથી ઓછી અગત્યની બીજી હરેક વસ્તુની નિંદા કરશે, પણ જમીનની માલકીના સવાલને કદાપિ છેડશે નહિ.

હર્બર્ટ સ્પેન્સર કરીને ઇંગ્લંડનો એક ભારે વિદ્વાન થઈ ગયો. જમીનની માલકીના સંબંધમાં તેના વિચારોમાં કેવું પરિવર્તન થયું હતું તે ઉપરથી, આ બાબતમાં શ્રીમંત લોકોના મનનું વલણ કેવું હોય છે, તેનો સુંદર ખ્યાલ આવી શકે એમ છે. જ્યારે હર્બર્ટ સ્પેન્સર નૌજવાન હતો અને શ્રીમંત લોકો તથા રાજ્યકર્તાઓ સાથે તેનો સંબંધ બંધાયો ન હતો, ત્યારે જમીનની ખાનગી માલકીના સંબંધમાં એના વિચારો કોઈ પણ જાતના પૂર્વગ્રહોથી જકડાયેલા ન હતા. જમીનની માલકીની પદ્ધતિમાં રહેલો અન્યાય તેણે સાબિત કર્યો અને તે પદ્ધતિના મૂળમાં

કુહાડો માર્યો. પરંતુ એક બે દાયકા વીતી ગયા અને હર્બર્ટ સ્પેન્સર તો એક અજાણ્યો નૌજવાન મટીને સુવિખ્યાત લેખક થઈ ગયો. રાજ્યકર્તાઓ અને મોટા મોટા જમીનદારો સાથે તેનો સંબંધ બંધાયો. પછી જમીનની ખાનગી માલકીના સંબંધમાં એના વિચારોમાં એટલું પરિવર્તન થયું કે, પોતાના પહેલાંના જે લેખોમાં એણે ન્યાયી વિચારો દર્શાવ્યા હતા અને જમીનની ખાનગી માલકીનું અન્યાયીપણું ઉઘાડું પાડ્યું હતું, તે લેખોનો એણે નાશ કરવાનો પ્રયત્ન કરેલો.

આમ શ્રીમંત લોકોના મોટા ભાગને ઇરાદાપૂર્વક નહિ તો પણ કોઈ આંતરિક પ્રેરણાથી જ એમ લાગે છે કે, જમીનની ખાનગી માલકી ઉપર તેમની વિશેષ સુખી સ્થિતિનો આધાર છે.

આ કારણને લીધે જ પાર્લમેન્ટો, લોકકલ્યાણ માટે લાગણી હોવાનો ડોળ ઘાલીને, લોકોની સ્થિતિ સુધારવા માટે અનેક પ્રકારની ચર્ચાઓ કરે છે, ઠરાવો કરે છે અને તરેહ-તરેહના ઉપાયો સૂચવે છે; પણ લોકોને ખાસ જરૂરની જે એક ઉપરની વાત કે જમીનની ખાનગી માલકી નાબૂદ થઈ જાય, જે એક જ વસ્તુથી તેમની સ્થિતિ સુધરી શકે એમ છે, તે વિષે તેઓ એક હરફ પણ બોલતા નથી.

માટે જમીનની ખાનગી માલકીના પ્રશ્નના નિરાકરણ માટે પ્રથમ આવશ્યકતા એ વાતની છે કે, આ પ્રશ્નના સંબંધમાં જે ચૂપકી પ્રવર્તી રહી છે તે મટી જવી જોઈએ. જ્યાં સત્તા પાર્લ-મેન્ટના હાથમાં છે ત્યાં આવી સ્થિતિ છે, તો રશિયા જેવા દેશમાં, જ્યાં સત્તા ઝારના હાથમાં છે ત્યાં, જમીનની માલકી સરકારના કાયદાથી રદ થવી વધારે અશક્ય છે. રશિયામાં સત્તા ઝારના હાથમાં કહેવાય છે, પણ એ નામની જ છે. ખરી સત્તા તો

ઝારના સગાંસંબંધી એવા સેંકડો અલફાઉ લોકોના હાથમાં છે, અને તેઓ ઝાર પાસે પોતાનું જ ધાર્યું કરાવે છે. આ બધા માણસોના હાથમાં જથાબંધ જમીન પડેલી છે; એટલે ઝારની એવી ઇચ્છા થાય તો પણ જમીનદારોના હાથમાંથી આ લોકો એને જમીન છોડવવા દે નહિ. ઝારે જ્યારે સર્ફ લોકોને છૂટા કરવાની ખેડૂતોને ફરજ પાડી ત્યારે પોતાની આસપાસના માણસોની એમાં સંમતિ લેવાનું એને મુશ્કેલ તો પડ્યું જ હતું. છતાં તે એમ કરી શક્યો, કારણ જમીન તો જમીનદારોના હાથમાં જ રહેવાની હતી. જો એ ઝારના મિત્રો અને સગાંસંબંધીઓને જમીન છોડવાની હોત તો તેમને લાગી જ જાત કે જમીન છોડીએ એટલે પછી, જે રીતે તેઓ જીવન ગાળી રહ્યા છે, તે રીતે જીવન ગાળવું અશક્ય થઈ પડે.

એટલે, કોઈ પણ રાજ્યતંત્ર મારફત અથવા રશિયામાં ઝાર મારફત જમીનનો છૂટકારો થવાની આશા રાખવી એ ફોકટ ફાંફાં છે.

જે જમીનદારો જમીન દબાવીને બેઠેલા છે તેમના હાથમાંથી બળાત્કારે જમીન છોડવવી અશક્ય છે, કારણ સત્તા હમેશાં જે લોકોના હાથમાં જમીન છે તેમની પાસે જ રહેલી છે અને રહેશે.

સમાજવાદીઓ જે ઉપાય બતાવે છે તે ઉપાય દ્વારા જમીન છોડવવાની આશા રાખવી, એ તો અંગ્રેજીમાં કહેવત છે તેમ, ઝાડીમાંનાં બે પંખીની આશામાં હાથમાં આવેલું એક પંખી જતું કરવું એના જેવું છે. ભવિષ્યમાં લાભ થશે એમ માની સારી સ્થિતિ છોડીને ખરાબ સ્વીકારવી એ નરી બેવકૂફી છે. હરકોઈ સમજુ માણસ સમજી શકે એવું છે કે, આ રીતથી

મજૂરવર્ગ સ્વતંત્ર થવાને બદલે માલિકોનો વધારે ને વધારે ગુલામ બનવાનો, અને ભવિષ્યમાં નવી વ્યવસ્થા થશે ત્યારે તેના ચાલકોનો પણ ગુલામ જ બની રહેવાનો.

જ્યાં પ્રતિનિધિ રાજ્યતંત્ર હોય ત્યાં તે તંત્ર મારફત, અથવા રશિયાના ખેડૂતો છેલ્લા બે ઝારના અમલ દરમ્યાન આશા રાખતા હતા તેમ ઝાર મારફત, જમીનની ખાનગી માલકી નાબૂદ કરવાની આશા રાખવી એ વળી વધારે મૂર્ખાઈ-ભરેલું છે. કારણ ઝારની આસપાસના સહુ અને ઝાર પોતે મોટી મોટી જાગીરો ભોગવે છે. જો કે તેઓ ખેડૂતોનું ભલું ઇચ્છવાનો ડોળ કરે છે ખરા, પણ જે એક ચીજની ખેડૂતોને ખાસ જરૂર છે એ ચીજ — જમીન — તે તેઓ કદી આપવાના નથી. કારણ, તેઓ જાણે છે કે લોકોની મજૂરીનો લાભ લઈ પોતે જે એશઆરામ અને આળસની જિંદગી ગુજારી શકે છે તે જમીનની માલકી ધારણ કરી રાખ્યા સિવાય બની શકવાનું નથી.

ત્યારે, અત્યારે જે જુલમ નીચે કચડાઈ રહ્યા છે તે જુલમમાંથી છૂટવાને સારુ મજૂરવર્ગે શું કરવું?

## ૮

પ્રથમ વિચારે તો આ બાબતમાં એવું લાગે છે કે કશું બની શકે એમ નથી; અને મજૂરી કરનારો વર્ગ એવો સંકડામણમાં આવી ગયેલો છે કે તેમાંથી તેને છૂટાબારી છે જ નહિ. પરંતુ આ કેવળ ભ્રાન્તિ છે. ખુનામરકી સિવાય, સમાજવાદના અમલ સિવાય, રાજ્યતંત્રની મદદનાં અને રશિયામાં ઝારની મદદનાં ફોકટ ફાંફાં માર્યા સિવાય, બીજો પણ

એક પોતાના છુટકારાનો માર્ગ છે, જેમાં માણુસ તરફનું કે બીજા પ્રકારનું કોઈ વિઘ્ન નડી શકે એમ નથી, અને જે મજૂરોના પોતાના જ હાથમાં રહેલો છે અને રહેશે. એ વસ્તુ સમજવા માટે તેમના ઉપરનાં જુલમનાં કારણો મજૂરવર્ગે કાળજીપૂર્વક સમજવાની જરૂર છે.

વસ્તુતઃ મજૂરવર્ગની દુઃખદાયક સ્થિતિનું કારણુ એક જ છે. મજૂરવર્ગને જેની જરૂર છે એવી જમીન જમીનદારોને કબજે પડેલી છે. પરન્તુ, જમીનદારો પોતાના હાથમાં જમીન રાખી શકે છે એનું કારણુ શું છે?

પહેલું કારણુ તો એ છે કે, મજૂરો જો આ જમીનનો ઉપયોગ કરવા કાંઈ પણુ પ્રયત્ન કરે તો ત્યાં લશ્કર ખડું કરવામાં આવે, અને જે લોકો જમીન પાછી મેળવવા પ્રયત્ન કરતા હોય તેમને માર મારીને અથવા ગોળીબાર કરીને હાંકી મૂકવામાં આવે, અને જમીન પાછી જમીનદારોને હસ્તક કરવામાં આવે. હે મજૂરો, આ લશ્કરમાં તમારી જાતના જ લોકો હોય છે, એટલે તમે પોતે જ લશ્કરમાં દાખલ થઈને અને લશ્કરી અમલદારોના હુકમ મુજબ વર્તીને, જે જમીન જમીન-દારોના હાથમાં ન રહેવી જોઈએ તે તેમના હાથમાં રહેવાનું શક્ય બનાવો છો.*

---

* ખરો ખ્રિસ્તી લશ્કરમાં ન જોડાઈ શકે, એટલે કે પોતાના માનવબંધુને મારવાને બંધાઈ ન શકે. હથિયાર ઉપાડવા ના પાડવાની તેની ખાસ ફરજ છે એ વિષે મેં ઘણીવાર લખ્યું છે. ખાસ કરીને, 'લશ્કરી સિપાહીઓને સૂચના' એ નામની મારી પત્રિકામાં ખ્રિસ્તીએ શા શાટે આવી વૃત્તિ રાખવી જોઈએ એ મેં બાઈબલ ઉપરથી પુરવાર કર્યું છે. **કર્તા**

લશ્કરમાં જોડાવા ઉપરાંત, જે જમીન ઉપર સહુનો હક છે એટલે કે તમારો પણ છે, એ જમીન જમીનદારોના હાથમાં રાખવાનું તમે બીજી રીતે પણ શક્ય બનાવો છો. તમે જમીનદારોની જમીન ઉપર મજૂરીથી કામ કરવા જાઓ છો અથવા તેમની પાસેથી જમીન સાંથે રાખો છો. હે મજૂર ભાઈઓ, તમારે આ કરતાં અટકી જવાનું છે. પછી જમીનદારોને જમીનનો કબજો રાખવો નિરર્થક થઈ પડશે, એટલું જ નહિ પણ, અશક્ય થઈ પડશે અને જમીન સહુની મિલકત થઈ જશે. પરંતુ જમીનદારો મજૂરોને બદલે યંત્રો દાખલ કરવાનો પ્રયત્ન કરે અથવા ખેતી છોડી દઈને તેઓ ઢોરઉછેરનું અને જંગલો ઉગાડવાનું કામ કરે એ સંભવિત છે. છતાં મજૂરો વગર એમને બિલકુલ ચાલવાનું છે જ નહિ અને મજૂરો નહિ મળે એટલે એક પછી એક ઇચ્છાએ કે અનિચ્છાએ સહુને જમીનનો ત્યાગ કરવાની ફરજ પડશે.

એટલે હે મજૂરો, તમારી ગુલામીમાંથી છૂટવાનો ઉપાય આટલી ટૂંકી વાતમાં રહેલો છે. જો તમે સમજી જાઓ કે જમીનનો કબજો કરી બેસવું એ ગુનો છે, તો પછી લશ્કર જે મજૂરો પાસેથી જમીન છીનવી લેવાનું કામ કરે છે તેમાં ન જોડાઈને, અથવા તો જમીનદારની જમીન ઉપર મજૂરી કરવાનું ના પાડીને, અથવા તો એ જમીન સાંથે ન રાખીને તમે એ ગુનામાં ભાગીદાર ન બનો.*

---

* આ તથા પછીનાં ૯મા અને ૧૭મા પ્રકરણમાં માંડેલી દલીલ સાથે સરખાવો ગાંધીજીનો અસહકારનો સિદ્ધાન્ત.

**અનુવાદક**

# ૯

પરંતુ, લશ્કરમાં નહિ જોડાવાની અથવા જમીન ઉપર મજૂરી કરવા નહિ જવાની અથવા જમીન સાંથે નહિ લેવાની આ રીત સામે એ વાંધો દર્શાવી શકાય કે: આ રીત ફતેહમંદ તો જ થાય જો આખી દુનિયાનો મજૂરવર્ગ આ રીતે હડતાલ પાડે અને લશ્કરમાં જોડાવાની અથવા માલિકની જમીન ઉપર કામ કરવાની અથવા જમીન સાંથે લેવાની ના પાડે. પરંતુ આમ તો બની શકવાનું નથી. થોડા મજૂરો આ રીત અખત્યાર કરવા જાય તો બીજા મજૂરો અથવા બીજા દેશના મજૂરો ત્યાં કામ કરવા આવે, અને જમીનદારોને જમીન કબજે રાખવામાં કશો વાંધો ન આવે. એટલે જે મજૂરો જમીનનો કબજો રાખવાના ગુનામાં ભાગીદાર ન બને તે મજૂરો બીજાનું દુઃખ જરાય ઓછું કર્યા સિવાય પોતાને મળતા લાભથી વંચિત થાય.

આ વાંધો તદ્દન સાચો છે, જો હું માત્ર હડતાલનો જ ઉપાય બતાવતો હોઉં તો. પણ હું જે કહું છું તે હડતાલ નથી. હું હડતાલની વાત નથી કરતો. પરંતુ કહું છું કે, જે લશ્કર પોતાના જ ભાઈઓનાં ખૂન કરે છે તે લશ્કરમાં જોડાવા ના પાડો, જમીનદારોની જમીન ઉપર કામ કરવાની ના પાડો, તેમની જમીન સાંથે લેવાની ના પાડો—આ બધું કરો તે એટલા માટે નહિ કે તેમ કરવામાં તમારો ગેરલાભ સમાયલો છે અને તેથી તમે ગુલામીની દશામાં આવી પડો છો, પરંતુ

આ એમ સમજીને કરો કે આવી રીતે જમીનદારોના ગુનામાં ભાગીદાર બનવું એ પાપકર્મ છે, અને તેટલા માટે તેનાથી દૂર રહેવું જોઈએ. આપણે સીધી રીતે ખૂન, ચોરી કે લૂંટફાટ નથી કરતા એટલું જ નહિ પણ, આવાં કૃત્યોમાં ભાગીદાર બનવા પણ ઇચ્છતા નથી. કામ નહિ કરનાર જમીનની માલકી રાખી બેસે તેમાં ભાગીદાર બનવામાં કેટલી હાનિ રહેલી છે તેનો મજૂર લોકો બહુ ઊંડા ઊતરીને વિચાર કરશે, તો જમીનની માલકી ધારણ કરવામાં અને તેને ટકાવી રાખવાના અન્યાયમાં કેટલું પાપ રહેલું છે તે વિષે જરાય શંકા નહિ રહે. જમીનદારોની જમીન ઉપર માલકી ટકાવી રાખવી એનો અર્થ એ જ થાય છે કે, હજારો ઘરડાં અને બાળકો જેમને પૂરું ખાવા નથી મળતું, જેમની પાસેથી ગજા ઉપરાંતનું કામ લેવામાં આવે છે અને જેમને કમોતે મરવું પડે છે તેમની લાચાર અને કરુણ દશામાં ભાગીદાર બનવું.

જમીનદારો જમીન કબજે રાખે તેનાં પરિણામ જો આવાં માઠાં આવતાં હોય — અને માઠાં આવે છે એ તો સહુ કોઈને હવે સ્પષ્ટ થયેલું છે — તો પછી જમીનદારો જમીન કબજે કરે અને પોતાના કબજો ટકાવી રાખે એમાં ભાગીદાર બનવું એ પાપ જ છે અને દરેક માણસે તેથી દૂર રહેવું જોઈએ. ભારે વ્યાજ ખાવું, વ્યભિચાર કરવો, નબળાને પીડવા, ચોરી કરવી, ખૂન કરવું અને એવાં બીજાં અનેક ખરાબ કામોને કરોડો માણસો પાપ માને છે અને તેથી દૂર રહે છે. એ લોકોને તે માટે કાંઈ હડતાલ પાડવી નથી પડતી. એ જ પ્રમાણે ખાનગી માલકીની જમીનના સંબંધમાં મજૂરોએ કરવું ઘટે છે. એમાં રહેલો અન્યાય તેઓ પોતે જોઈ શકે છે. તેને તેઓ

પોતે દુષ્ટ અને ઘાતકી કામ માને છે. તો પછી તેમાં ભાગીદાર બનતા અટકવાને બદલે શા માટે તેને તેઓ ટકાવી રાખે છે?

## ૧૦

હું કોઈ જાતની હડતાલ પાડવાની વાત નથી કરતો. જમીનની માલકીમાં ભાગીદાર બનવું એ પાપ છે, એ ગુનો છે એનું હું ચોખ્ખું ભાન કરાવવા ઇચ્છું છું અને એવી ભાગીદારીનો ત્યાગ કરવાનું કહું છું. અમુક સવાલનું એક રીતે નિરાકરણ કરવામાં જેમનું હિત રહેલું હોય છે તેઓ જેમ હડતાલમાં એકત્રિત થાય છે, તેવી રીતે આ પ્રકારનો ત્યાગ કરવામાં સહુ એકદમ એકત્રિત થઈ શકે નહિ એ વાત સાચી છે. અને તેથી ફતેહમંદ હડતાલનું જેમ ધાર્યું પરિણામ આવે છે તેવું આમાં ન આવે. પરંતુ આવા ત્યાગથી જે એકત્રિતતા અથવા સંપ આવે છે તે હડતાલના કરતાં વધારે દઢ અને ચિરસ્થાયી હોય છે. હડતાલ દરમ્યાન માણસોમાં જે કૃત્રિમ સંપ આવે છે તે હડતાલનો ઉદ્દેશ પૂરો પડતાં તત્કાળ તૂટી જાય છે. આચરણના મેળથી અથવા તો એક જ જાતની પ્રતિજ્ઞામાંથી ઉદ્ભવતા ત્યાગથી જે સંપ જામે છે તે કદી તૂટતો નથી. પરંતુ તેના બળમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થાય છે અને વધુ ને વધુ માણસો તેમાં આકર્ષાય છે. હડતાલને લીધે નહિ, પરંતુ જમીનની માલકી ધારણ કરવામાં મદદરૂપ અથવા ભાગીદાર બનવું એમાં પાપ છે એમ સમજી, એવી ભાગીદારીનો ત્યાગ કરવાથી, સંપનું બળ અને મનુષ્યની સંખ્યા બંને વધવાં

જ જોઈએ અને વધવાનાં. છતાં એમ બનવું પણ બહુ સંભવિત છે કે, જમીનદારોની મિલકતમાં ભાગીદાર બનવામાં અન્યાય રહેલો છે એમ બધા મજૂરી કરનારાઓના સમજવામાં આવ્યા છતાં પણ, બધા નહિ પરંતુ થોડા જ મજૂરો જમીનદારોની જમીન પર કામ કરવાનું અથવા તે ગણોતે રાખવાનું છોડી દે. પરંતુ એ થોડા લોકોએ કોઈ સ્થાનિક અથવા તાત્કાલિક હેતુને માટે આમ નહિ કર્યું હોય. એમણે તો શું થવું જોઈએ અથવા શું ન થવું જોઈએ, એ બાબતના સનાતન અને મનુષ્યમાત્રને બંધનકર્તા એવા કાર્યાકાર્યના વિવેકથી આમ કર્યું હશે. એટલે સ્વાભાવિક રીતે જ એવું બનવાનું કે, આવા લોકોના ઉપદેશ અથવા દૃષ્ટાન્તથી જમીનની માલકીમાં રહેલો અન્યાય તથા તે અન્યાયથી નીપજતાં પરિણામો મજૂરવર્ગને ઉઘાડાં દેખાવાનાં અને તેવાની સંખ્યા વધવાની.

જમીનની માલકીમાં ભાગીદાર બનવું એ પાપ છે, એવી ભાવના જ્યારે મજૂરવર્ગમાં પેદા થશે ત્યારે સમાજની રચનામાં કેવા ફેરફાર થશે તે આજે ચોક્કસ કહેવું અશક્ય છે. પરંતુ આ ભાવના જેટલી વ્યાપક થશે અથવા જેટલી વધારે ફેલાશે તેટલા પ્રમાણમાં ફેરફારો પણ વધુ મહત્ત્વના થશે. એવા ફેરફાર પણ થાય કે, મજૂરો તો જમીનદારો માટે કામ કરવાની અથવા તેમની જમીન ગણોતે લેવાની ના જ પાડે, અને તેથી કરીને જમીનદારોને જમીન કબજે રાખવામાં કશો ફાયદો નહિ રહેવાથી, કાં તો મજૂરોને લાભદાયક શરતો તેમની સાથે કરે, અથવા તો જમીન બિલકુલ છોડી જ દે. અથવા એવું પણ બને કે, મજૂરવર્ગમાંથી જે લોકો લશ્કરમાં જોડાયેલા હોય તે લોકો પોતાના જાતભાઈઓ એવા મજૂરો ઉપર જુલમ

કરવામાં પોતાનો હિસ્સો આપવાની સાફ ના પાડી દે, અને તેને પરિણામે, સરકારને જમીનની માલકીનું રક્ષણ કરવાનું છોડી દેવું પડે અને જમીન બધી છૂટી થઈ જાય.

અથવા છેવટે એમ પણ બને કે, જમીનને છૂટી કરવી એ અનિવાર્ય છે એમ સરકાર સમજી જાય; તો સરકારના કાયદાથી મજૂરવર્ગનો વિજય જાહેર કરવાનું તેને આવશ્યક જણાય અને જમીન ઉપરની માલકી કાયદાથી રદ કરી નાંખવામાં આવે.

એટલે જમીનની માલકીમાં ભાગીદાર બનવામાં રહેલા અન્યાયનો ખ્યાલ મજૂરવર્ગમાં ઉત્પન્ન થાય તેને પરિણામે, જમીનની માલકીની સંસ્થામાં વિવિધ પ્રકારના ફેરફાર થાય અથવા થવા જ જોઈએ. કેવા ફેરફાર થશે તે વિષે અત્યારે ચોક્કસ કહેવું મુશ્કેલ છે. પણ એક વાત નક્કી છે કે, આ પ્રશ્નની બાબતમાં પરમાત્માની અથવા પોતાના અંતરાત્માની ઇચ્છા અનુસાર સાચા દિલથી થયેલો મનુષ્યનો પ્રયત્ન નિષ્ફળ નહિ જાય.

ઘણા લોકોને નાપસંદ હોય એવું કાર્ય કરવાનું જ્યારે આવી પડે છે ત્યારે માણસો ઘણીવાર કહે છે, "આટલા બધાની વિરુદ્ધ આપણા એકલાથી શું બની શકે?" આવા લોકો એમ ધારે છે કે, કોઈ પણ કાર્યની ફતેહ, એ કાર્ય સહુ કરે અથવા કાંઈ નહિ તો ઘણા કરે, એમાં રહેલી છે. પરંતુ ઘણા હોવાની જરૂર તો ફક્ત ખરાબ કાર્યને માટે જ હોય છે. સારા કામ માટે તો એક પણ પૂરતો છે, કારણ, જે સત્કાર્ય કરે છે તેને હમેશાં ઈશ્વરનો હાથ હોય છે, અને જેને ઈશ્વરનો હાથ છે તેની સાથે મોડાવહેલા સહુ મનુષ્યો આવવાના.

એટલે સમગ્રનો વિચાર કરતાં એટલું નક્કી છે કે, મજૂર-વર્ગની સ્થિતિમાં સુધારા ત્યારે જ થશે, જ્યારે તેઓ પરમાત્માની અથવા તેમના અંતરાત્માની ઇચ્છા મુજબ વધુ ને વધુ વર્તતા થઈ જશે; એટલે કે, આજ સુધી વર્ત્યા છે તે કરતાં વધારે પ્રમાણમાં નીતિને માર્ગે વર્તતા થઈ જશે.

## ૧૧

મજૂર લોકોએ મારામારી અને બંડ કરીને છૂટા થવાના પ્રયત્નો કરેલા છે, પણ તેમનો ઉદ્દેશ સધાયો નથી. તેઓએ સમાજવાદની રીતોથી — એટલે કે સંઘો સ્થાપીને, હડતાલો પાડીને, સરઘસો વગેરેના દેખાવો કરીને તથા પાર્લમેન્ટમાં પોતાના પ્રતિનિધિઓ ચૂંટીને — છૂટા થવાના પ્રયત્નો કર્યા છે. બહુ બહુ તો આ બધાથી તેમની દુર્દશામાંથી તે વખત પૂરતી રાહત તેમને મળી છે. પરંતુ આ ઉપાયો તેમને છૂટા કરી શક્યા નથી, એટલું જ નહિ પણ, તેમની ગુલામીને આ ઉપાયોએ વધારે સજ્જડ બનાવી છે.

જમીનની ખાનગી માલકીની પ્રથા જેને મજૂર લોકો પોતે જ ધિક્કારે છે તેમાં રહેલા અન્યાયને ટકાવીને મજૂર લોકોએ — દરેકે પોતપોતાની મેળે — છૂટા થવાના પ્રયત્નો કર્યા છે અને કરે છે. અને આવી રીતે એક દુષ્કૃત્યમાં ભાગીદાર બનવાથી કેટલાકની સ્થિતિ — અને તેય હમેશાં તથા લાંબા કાળને માટે નહિ — કદાચ સુધરે તો તેના બદલામાં બીજા ઘણાની બગડે છે. આનું કારણ એ છે કે, પોતા પ્રત્યે જેવું

વર્તન આપણે ઇચ્છીએ તેવું વર્તન અન્ય પ્રત્યે આપણે રાખવું જોઈએ*, એ નિયમને અનુસરીને વર્તવાથી જ માણસની સ્થિતિ—એક માણસની નહિ પણ માનવસમાજની સ્થિતિ—કાયમ સુધરી શકે. અને અત્યાર સુધી મજૂર લોકોએ જે ત્રણ રીતો અખત્યાર કરી છે તે ત્રણે રીતો આ નિયમથી વિરુદ્ધ છે.

બંડની રીત વિચારીએ. વારસામાં મળેલી અથવા બચત રકમમાંથી ખરીદેલી જમીનને પોતાની ખાનગી મિલકત માનનાર સામે બળનો ઉપયોગ કરવો, એ પોતા પ્રત્યે જેવું વર્તન ઇચ્છીએ એવું અન્ય પ્રત્યે રાખવાનાં નિયમથી વિરુદ્ધ છે. બંડમાં ભાગ લેતો એક પણ માણસ એવું ઇચ્છતો નથી કે, જે મિલકતને તે પોતાની માનતો હોય તે તેની પાસેથી છીનવી લેવામાં આવે. આ રીતમાં ખાસ દોષ તો એ છે કે આવી રીતે ઝૂંટવી લેવામાં ક્રૂરતા અને હિંસા રહેલાં છે.

બીજું, સમાજવાદનો આખો કાર્યક્રમ પોતા પ્રત્યે જેવું વર્તન ઇચ્છીએ તેવું અન્ય પ્રત્યે રાખવાના નિયમથી ઓછો વિરુદ્ધ નથી. તેમનો કાર્યક્રમ આ નિયમ અનુસાર નથી તેનું એક કારણ તો એ છે કે, એ કાર્યક્રમનો પાયો વર્ગ વર્ગ વચ્ચેના ઝઘડા ઉપર મંડાયેલો છે. મજૂરવર્ગમાં માલિકો પ્રત્યે તથા મજૂરી નહિ કરનાર વર્ગ પ્રત્યે દ્વેષની લાગણી તે પોષે છે. એવી લાગણી માલિકોમાં મજૂરવર્ગ પ્રત્યે હોય તો તે બિલકુલ ઇષ્ટ ન ગણાય. આ કાર્યક્રમ ઉપલા નિયમથી વિરુદ્ધ છે તેનું બીજું કારણ એ છે કે, હડતાલ દરમ્યાન મજૂર લોકોને

---

* સરખાવો आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति।

હડતાલની ફતેહ માટે પોતાના જ વર્ગના મજૂરો અથવા તો જે પરદેશી મજૂરો તેમનું સ્થાન લેવા ઇચ્છે તેમના પ્રત્યે બળજોરી વાપરવાની એ ફરજ પાડે છે.

વળી, આ શિક્ષણ પોતાની પ્રત્યે જેવું વર્તન ઇચ્છીએ તેવું અન્ય પ્રત્યે રાખીએ એ નિયમની સાથે મેળ વિનાનું છે, એટલું જ નહિ પણ, ઉઘાડું અનીતિમય છે. કારણ, આ શિક્ષણ પ્રમાણે તો મિલો કારખાનાં ઇત્યાદિ તમામ મજૂરીનાં સાધનોનો કબજો મજૂરોને મળવો જોઈએ. દરેક કારખાનું એ મજૂરોની મજૂરીનું ફળ છે. પણ કેવળ આ જમાનાના જ મજૂરો, જેમણે કારખાનાની ખિલવણી કરી, તે બાંધવા સારુ સાહિત્યો તૈયાર કર્યાં તથા તેના બાંધકામમાં ભાગ લીધો, એટલા જ મજૂરોની મજૂરી તેમાં નથી. તેમાં તો ભૂતકાળની કેટલીયે પેઢીના મજૂરો—જેમની મજૂરી વગર કારખાનું અસ્તિત્વમાં આવત જ નહિ—તેમની શારીરિક અને માનસિક શક્તિ ખર્ચાયેલી છે. એટલે અમુક કારખાનાની સ્થાપનામાં આવા કેટલા કેટલા માણસોએ સહકાર કર્યો હશે તેનું પ્રમાણ નક્કી કરવું બિલકુલ શક્ય નથી. આમ સમાજવાદીઓના પોતાના જ શિક્ષણ ઉપરથી એમ ફલિત થાય છે કે, કારખાનાં ઇત્યાદિનો કબજો કેવળ મજૂરોને ન મળવો જોઈએ. પણ જમીનની માફક તે આખા રાષ્ટ્રની સામુદાયિક મિલકત ગણાવાં જોઈએ. કારખાનાંના પ્રશ્નમાં અને જમીનના પ્રશ્નમાં ફેર એટલો જ છે કે, મજૂરીનાં બીજાં સાધનો સામુદાયિક બની શકે તેની રાહ જોયા પહેલાં, જમીનની ખાનગી માલિકી તો તરત નાબૂદ થઈ શકે એમ છે; કારખાનાં કાયદેસર રીતે રાષ્ટ્રની મિલકત ત્યારે જ બની શકે જ્યારે સમાજવાદીઓનું એ સાચું ન પડી

શકે એવું સ્વપ્નું સાચું પડી જાય અને મજૂરીનાં તમામ સાધનો—અક્ષરશઃ તમામ સાધનો સામુદાયિક બની જાય. સમાજવાદીઓમાંનો મોટો ભાગ ધારે છે તેમ તેના હાલના માલિકો પાસેથી કારખાનાંનો કબજો છોડાવી પોતે તે હસ્તગત કરશે તેથી કશું વળવાનું નથી. માલિકને કારખાનાનો કબજો રાખવાનો કશો અધિકાર નથી, પણ સાથે સાથે જ્યાં સુધી મજૂરીનાં તમામ સાહિત્યોને સામુદાયિક બનાવવાનું અશક્ય કાર્ય શક્ય નથી બન્યું ત્યાં સુધી મજૂરોને પણ તેનો કબજો લેવાનો એટલો જ થોડો અધિકાર છે.

તેથી હું કહું છું કે, જે શિક્ષણ એવી આશા આપે છે કે જે કારખાનામાં મજૂરો કામ કરે છે તેનો કબજો, મજૂરીનાં તમામ સાહિત્યોને સામુદાયિક બનાવ્યા પહેલાં, તેમને મળશે એ શિક્ષણ પોતા પ્રત્યે જેવું વર્તન ઇચ્છીએ તેવું અન્ય પ્રત્યે રાખવાના સુવર્ણ નિયમથી વિરુદ્ધ છે, એટલું જ નહિ પણ, ચોખ્ખું અનીતિમય છે.

આ જ પ્રમાણે મજૂરવર્ગ સૈનિક થઈ બળાત્કારમાં ભાગ લઈને અથવા ભાડૂતી મજૂરી કરીને અથવા જમીન ગણોતે લઈને જમીનની ખાનગી માલિકીની પ્રથાને ટેકો આપે છે, તે આ નિયમથી વિરુદ્ધ છે. જમીનની ખાનગી માલિકી આવી રીતે ટકાવવી એ આ નિયમથી એટલા માટે વિરુદ્ધ છે કે, જે એ પ્રથાનો આશ્રય લે તે પોતાની સ્થિતિ તત્કાળ પૂરતી સુધારી શકે છે, પરંતુ બીજા મજૂર લોકોની સ્થિતિ વિશેષ બગાડે છે.

માટે મજૂર લોકોએ પોતાના છુટકારા માટે જે જે સાધનો અત્યાર સુધી વાપર્યાં છે—સીધી બળજોરી, સમાજવાદ

પ્રમાણેની હિલચાલ અને અલગ અલગ વ્યક્તિઓએ પોતાના લાભને અર્થે જમીનદારી પદ્ધતિના અન્યાયને ટેકો આપ્યો છે તે—એમાંના કોઈથી તેમનો ઉદ્દેશ સધાયો નથી. કારણ, નીતિના મૂળભૂત સિદ્ધાન્ત સાથે આ બધા ઉપાયોનો મેળ નથી. એ સિદ્ધાન્ત એ છે કે, પોતાના પ્રત્યે તું જેવું વર્તન ઇચ્છે તેવું અન્ય પ્રત્યે રાખ.

મજૂરવર્ગને તેમની ગુલામીમાંથી છૂટવા માટે કોઈ જાતનો ખાસ પુરુષાર્થ પણ કરવાની જરૂર નથી. તેમણે આ પાપમાંથી કેવળ મુક્ત રહેવાની જરૂર છે, એવું સમજીને કે એવી રીતના પાપકર્મનો ત્યાગ કરવો એ ન્યાય્ય અને નીતિમય છે, એટલે કે પરમાત્માની ઇચ્છાનુસાર છે.

## ૧૨

પરંતુ આ બધાના જવાબમાં લોક તો કહેશે કે, "સંજોગોનો તો વિચાર કરો!"

"જમીનની ખાનગી માલિકી ગેરકાયદે છે એ વિષે માણસની ગમે તેટલી પાકી ખાતરી થઈ જાય, પરંતુ એ સૈનિક હોય તો જ્યાં મોકલે ત્યાં ન જવાનું અથવા તો જમીનદારની જમીન ઉપર કામ કરવાની ના પાડવાનું એને માટે ભારે મુશ્કેલીની વાત છે. કારણ, એ કામમાંથી તો એનાં ભૂખ્યાં છોકરાંને ખાવાનું મળે છે. વળી કોઈ ખેડૂત પાસે પોતાનાં બૈરાંછોકરાંનું ભરણપોષણ કરવા જેટલી જમીન હોય નહિ તો પછી બીજી વધારે જમીન ગણોતે લીધા સિવાય એનો છૂટકો શો?" વાત સાચી છે કે આ બન્ને વાતો બહુ મુશ્કેલીની છે, પરંતુ ખોટાં

કામનો ત્યાગ કરવામાં એવી મુશ્કેલી તો હમેશાં રહેલી જ છે. છતાં લોકો ખોટાં કામથી ભાગતા રહે છે. વળી આ ખોટા કામનો ત્યાગ કરવો એ તો બીજાં ઘણાં ખોટાં કામના ત્યાગ કરતાં સહેલી વાત છે. કારણ, આમાં તો ખોટાં કામમાંથી નીપજતું નુકસાન—જમીન પચાવી બેસવામાં ભાગીદારી ભરવી તે—બીજાં ઘણાં ખોટાં કામો જેથી માણસો અળગા રહે છે તેના કરતાં વધારે ખુલ્લાં છે. ખેડૂતોની સામે લશ્કર મોકલવાનો હુકમ છોડવામાં આવે ત્યારે એ લશ્કરમાં ભાગ લેવાની ના પાડવાની વાત જવા દઈએ. એ વાત સાચી છે કે આવી રીતે ના પાડવામાં ખાસ હિંમત તથા ભોગ આપવાની તૈયારીની જરૂર છે, અને દરેક માણસ એટલું કરી શકે નહિ. ત્યારે વાત એ પણ છે કે આવી રીતે ના પાડવાના પ્રસંગ કવચિત જ આવે છે. પરંતુ જમીનદારની જમીન ઉપર કામ ન કરવું, અથવા એની જમીન ગણોતે ન લેવી, તેમાં બહુ થોડા પુરુષાર્થની અને ત્યાગવૃત્તિની જરૂર છે. જો એકવાર બધા મજૂરી કરનારા બરાબર સમજી જાય કે, જમીનદારને માટે કામ કરવું અથવા તેની જમીન ગણોતે રાખવી એ પાપ છે, તો પછી જમીન ઉપર કામ કરનારા તથા જમીન ગણોતે રાખનારા માણસો દહાડે દહાડે ઓછા જ મળવાના. કરોડો માણસો એવા પડ્યા છે કે જેઓ જમીનદારની જમીન વિના પોતાનો ગુજારો ચલાવે છે. પોતાના દેશમાં કે પરદેશમાં અનેક પ્રકારે વેપાર રોજગાર કે કાંઈ ધંધોધારી કરી પોતાનું પેટિયું તેઓ કૂટી કાઢે છે. વળી જે લોકો પોતાનાં ઘરબાર છોડીને નવાં સ્થળોએ જવા તૈયાર છે તેમને તો જમીનદારોની જમીનની કશી જરૂર નથી. ત્યાં તો તેમને પૂરતી જમીન મળી શકે એમ

હોય છે. ત્યાં ગરીબી હાલતમાં રહેવાને બદલે તેઓ તવંગર થાય છે અને જે ગરીબીને લઈ દેશાંતર કરવું પડયું તેનાં દુઃખ પણ વીસરી જવાય છે. વળી જે ખેડૂતો ખેતીના કામમાં પ્રવીણ હોઈ, જમીનદારની જમીન ઉપર મજૂરી કર્યા સિવાય અથવા તેની જમીન ગણોતે રાખ્યા સિવાય પોતાની થોડી જમીનમાંથી પણ ગુજરાન ચલાવી શકે એમ હોય, તેઓ મજૂરી માટે જમીનદાર ઉપર કે તેની જમીન ઉપર જરાય પરાવલંબી નથી. આ ઉપરાંત જમીનદારોને પરાધીન નહિ એવા હજારો લોકો પડેલા છે—જેઓ ધાર્મિક ખ્રિસ્તીનું જીવન ગાળે છે તેઓ. દરેક પોતપોતાનું કામ કરે એમ નહિ પણ એકબીજાને મદદરૂપ બનીને તેઓ રહે છે.

જ્યાં સમાજ પરસ્પર કલહના પાશવ નિયમાનુસાર રહેતો હોય ત્યાં જ તંગી હોઈ શકે. સાચા ખ્રિસ્તી સમાજમાં કશી તંગી હોવી ન જોઈએ. પોતાની પાસે જે હોય તે અંદરઅંદર બરાબર વહેંચી લેતાં લોકો શીખ્યા કે પછી દરેકને જોઈએ તેટલું મળી રહેવાનું અને તે ઉપરાંત થોડું વધવાનું. જે લોકો ઈશુનો ઉપદેશ સાંભળતા હતા તે જ્યારે ભૂખ્યા થયા અને ઈશુને ખબર પડી કે કેટલાક પાસે ખાવાનું છે, ત્યારે તેણે બધાને ગોળ કુંડાળામાં બેસી જવાનું કહ્યું અને જેમની પાસે ખાવાનું હોય તેમને એક પછી એક પોતાના પડોશીને તે આપવાનું કહ્યું, એ રીતે કે તેઓ પોતાની ભૂખ મટાડીને પોતાની પછીનાને આપે. આમ ફરતું ફરતું બધાને જોઈએ તેટલું ખાવાનું મળી ગયું અને પુષ્કળ વધ્યું.

જે સમાજ આ રીતે વર્તે તે સમાજમાં તંગી રહે જ નહિ અને ત્યાં માણસોને જમીનદારની જમીન પર મજૂરી ન

કરવી પડે કે તેની જમીન ગણોતે પણ ન રાખવી પડે. એટલે પોતાના ભાઈને નુકસાનકારક એવું કોઈ કાર્ય કરવાના બચાવ માટે તંગી એ પૂરતું કારણ હમેશાં હોઈ શકે નહિ.

અત્યારે મજૂરો જમીનદારને ત્યાં મજૂરી કરવા જાય છે અથવા તેમની જમીન ગણોતે રાખે છે તેનું કારણ એટલું જ છે કે, આ કાર્યમાં જે પાપ રહેલું છે તે બધા સમજતા નથી તથા તે કાર્યથી પોતાના ભાઈઓને તથા પોતાની જાતને તેઓ કેટલું નુકસાન કરી રહ્યા છે તેનો તેમને ખ્યાલ નથી. જમીનની ખાનગી માલકીમાં ભાગીદાર બનવાનાં પરિણામો કેટલાં ઊંડાં આવે છે તે વધારે લોકો જેમ જેમ સમજશે અને જેમ જેમ વધારે સારી રીતે સમજશે, તેમ તેમ કામ નહિ કરનારાઓની સત્તા કામ કરનારાઓ ઉપરથી સ્વાભાવિક રીતે ઘટશે.

## ૧૩

કામ કરનારાંઓની સ્થિતિ સુધારવાનો રામબાણ ઉપાય—અને તેય પાછો પરમાત્માની ઇચ્છાને અનુસરે તેવો—માત્ર એક જ છે. જમીનદારો જમીન પચાવીને બેઠા છે તેમના હાથમાંથી જમીન છોડવવી. જમીન આ પ્રમાણે છૂટી કરવાનું મજૂરો જમીનદારની જમીન પર કામ કરવા તથા જમીન ગણોતે રાખવા ના પાડે તેથી બની શકે તેવું છે. પણ મજૂર-વર્ગ એટલું જાણે કે, તેમનું કલ્યાણ જમીનદારોના હાથમાંથી જમીન છૂટે તેમાં રહેલું છે તથા તે છોડવવાનો ઉપાય મજૂરો

પોતાના જાતભાઈઓ ઉપર બળજોરી ન કરે તથા જમીનદારની જમીન પર કામ કરવા અને જમીન ગણોતે રાખવા ના પાડે તેમાં રહેલો છે, એટલું બસ નથી. આ ઉપરાંત, જમીનદારના હાથમાંથી જમીન છૂટે ત્યારે તેની વ્યવસ્થા શી રીતે કરવી, ખેડૂતોમાં એ જમીનની વહેંચણી શી રીતે કરવી, એ પણ ખેડૂત લોકોએ જાણવું જરૂરનું છે.

આપણામાંના ઘણા એમ ધારે છે કે કામ નહિ કરનારા પાસેથી જમીન છોડવવી એટલું જ બસ છે. પછી સૌ રૂડાં વાનાં થશે. પણ તેમ નથી. શ્રમ નહિ કરનારા પાસેથી જમીન લઈને શ્રમ કરનારાને આપો એમ કહેવું સહેલું છે. પરંતુ ન્યાય બરાબર થાય અને તવંગર લોકો ફરી પાછા ઘણી જમીન ખરીદ કરી શકે નહિ અને ખેડૂતોને પોતાની સત્તા તળે લઈ શકે નહિ એવું કરવું શી રીતે? કેટલાકની કલ્પના એવી છે કે, દરેક ખેડૂત અથવા ખેડૂતના સમુદાયને મોજ આવે ત્યાં ફરવાની અને મોજ આવે તે જમીન ખેડવાની છૂટ હોય. પુરાણા જમાનામાં એવું હતું અને અત્યારે કોસૅક લોકોમાં છે. પણ તેવું ત્યારે જ શક્ય હોય જ્યારે વસ્તી ખૂબ આછી હોય અને જમીન પુષ્કળ પડી હોય અને તે બધી વળી સરખા કસવાળી હોય. પરંતુ વસ્તી વધારે હોય અને જમીન ઓછાવત્તા કસવાળી હોય ત્યારે તેની વહેંચણી કરવાની બીજી કોઈ રીત શોધી કાઢવી એ જરૂરનું છે. ત્યારે માણસની સંખ્યાવાર તેને વહેંચી નાંખવી? પરંતુ આમ કરીએ તો તો જેમને ખેતી કરતાં ન આવડતી હોય તેવાના હાથમાં પણ જમીન આવે અને આવા કામ નહિ કરનારા પોતાની જમીન સાંથે દે અથવા તવંગર માણસને વેચી દે. એટલે વળી જાતે કામ નહિ કરનારો અને

પુષ્કળ જમીનની માલકી ધરાવનારો વર્ગ ઊભો થાય. ત્યારે કામ નહિ કરનારાઓને જમીન વેચવાની અથવા સાંથે આપવાની મના કરીએ? પરંતુ તેમ કરવાથી તો જે લોકો કામ નહિ કરવા ઇચ્છતા હોય અથવા કામ કરી નહિ શકતા હોય તેમની જમીન પડતર રહેશે. આ ઉપરાંત, મનુષ્યની સંખ્યા પ્રમાણે જમીન વહેંચી નાંખો તો પણ જમીન હમેશાં સરખા કસવાળી ન હોઈ, ભાગ સરખા શી રીતે પાડી શકાશે? કોઈ જમીન બહુ ફળદ્રૂપ હોય, કોઈ ઉજ્જડ વેરાન હોય, કોઈ ભેજવાળી હોય, કોઈ શહેરની પાસે હોઈ તેમાંથી એકરે હજાર રૂપિયા નફો મળે તો કોઈ દૂર હોઈ તેમાંથી કશો નફો ન મળે. ત્યારે જાતે કામ નહિ કરનારાના કબજામાં જમીન ફરી પાછી ન આવી પડે, કોઈના હિતને નુકસાન ન થાય અને કજિયા કંકાસ કે લડાઈ ઝઘડા ઊભા ન થાય તેવી રીતે જમીન શી રીતે વહેંચવી? આ પ્રશ્નનો વિચાર તથા તેનું નિરાકરણ લોકોએ ઘણો વખત થયાં કર્યા કીધું છે અને કામ કરનારાઓમાં બરાબર વહેંચણી થાય તે માટે ઘણી યોજનાઓ રચાયેલી છે.

જમીન બધાની સામાન્ય મિલકત ગણાય અને બધા સાથે તેના ઉપર કામ કરે એવી સમાજરચનાની ઘણી યોજનાઓ છે.

નીચેની યોજનાઓ વિષે હું માહિતગાર છું:

એક યોજના સ્કૉટલેન્ડના વતની વિલિયમ ઓજિલ્વી જે ૧૮મી સદીમાં થઈ ગયો તેની છે. ઓજિલ્વી કહે છે કે, આ પૃથ્વી ઉપર જન્મેલા દરેક મનુષ્યને તે ઉપર રહેવાનો અને તેની પેદાશમાંથી પોતાનો ગુજારો ચલાવવાનો નિર્વિવાદ હક છે. કેટલાક માણસો ખૂબ જમીન પોતાની ખાનગી મિલકત તરીકે

કબજો કરી બેસે અને મનુષ્ય માત્રના આ સ્વાભાવિક હકમાં અટકાયત કરે એ ખોટું છે. દરેક માણસને પોતાને હિસ્સે આવે તેટલી જમીન ભોગવવાનો હક હોવો જ જોઈએ. કોઈની પાસે પોતાના હિસ્સામાં આવી શકે તે કરતાં વધારે જમીન હોય અને તેમાંથી પોતે લાભ ઉઠાવતો હોય અને તેના ખરા હકદાર તે જમીનની માગણી ના કરતા હોય, તો આવા કબજેદારે જમીનના વાપર બદલ રાજ્યને વધારાનો કર આપવો જોઈએ.

ત્યાર બાદ થોડાં વર્ષો પછી થઈ ગયેલા ટૉમસ સ્પેન્સ બ્રિટને આ પ્રશ્નનો ઉકેલ જુદી રીતે બતાવ્યો છે. તે કહે છે કે, તમામ જમીન ગામની અથવા તાલુકાની મિલકત ગણાય અને ગામ કે તાલુકો પોતાને ફાવે તેમ તેની વ્યવસ્થા કરે. આ પ્રમાણે જમીન ઉપર વ્યક્તિની ખાનગી માલકીની વાત તદ્દન નીકળી જાય.

એક વખત ૧૭૮૮માં હેડન બ્રિજ આગળ સ્પેન્સને એક પ્રસંગ બન્યો હતો તેમાંથી તેના દૃષ્ટિબિન્દુનું સુંદર ઉદાહરણ મળે છે. સ્પેન્સ એને 'વન વિનોદ' કહે છે. તે વર્ણવે છે:

"એક વાર જંગલમાં હું એકલો શીંગ વીણતો હતો. એટલામાં ઝાડીની પાછળથી ચડપ દઈને તે જંગલનો રખવાળ આવી પહોંચ્યો. મને પૂછ્યું: 'શું કરો છો?' મેં જવાબ આપ્યો: 'શીંગ વીણું છું.'

તેણે કહ્યું: 'હં, શીંગ વીણો છો! શાહુકારી તો સારી કરો છો.'

મેં કહ્યું: 'એમાં શું છે? વાંદરાં કે ખિસકોલીને શીંગ ખાતાં તમે રોકી શકો છો? અને હું શું એ પ્રાણીઓ કરતાં ઊતરતા પ્રકારનો છું અથવા તો મને શું ઓછા હક

છે? પણ મને આમ આવીને રોકનારા તમે કોણ છો?'

તેણે કહ્યું: 'હું કોણ છું એ તમને હમણાં જ બતાવી આપું છું. જંગલમાં ઘૂસી જવા માટે જકડી બાંધીશ ત્યારે બધી ખબર પડી જશે.'

મેં જવાબ આપ્યો: 'પણ અહીં આવીને કોણે ખેડ કરી હતી અથવા તો રોપણી કરી હતી કે હું અહીં ઘૂસી ગયો કહેવાઉં? આ શીંગ તો કુદરતની આપોઆપ મળતી બક્ષિસ છે. પશુ કે માનવી જેની મોજ આવે તે વીણીને ખાય. જંગલ સાર્વજનિક છે.'

તેણે કહ્યું: 'પણ હું કહું છું કે આ જંગલ સાર્વજનિક નથી. પૉર્ટલૅન્ડના ઠાકોરની માલકીનું એ છે.'

મેં કહ્યું: 'ઘણી ખમા પૉર્ટલૅન્ડના ઠાકોરને. પણ કુદરત તો જેટલો મને પિછાને છે તેટલો જ તેને પિછાને છે. અને કુદરતના ભંડારમાં તો કાયદો એવો છે, કે 'વહેલો તે પહેલો.' એટલે પૉર્ટલૅન્ડના ઠાકોરને આ શીંગો જોઈતી હોય તો તેણે તે માટે ત્વરા કરવી ઘટે છે.'"

અંતમાં, સ્પેન્સ કહે છે કે, 'જે દેશમાં હું એક શીંગ પણ વીણી ન શકું, એ દેશનું રક્ષણ કરવાનું મને કહેવામાં આવે તો હું તો બંદૂકડી દૂર ફેંકીને ઊભો રહું. હું તો કહું કે પૉર્ટલૅન્ડના ઠાકોર જેવા, જેઓ દેશની જમીન ઉપર હક ધરાવે છે તેઓ, આવીને દેશનું રક્ષણ કરે.'

આ જ પ્રમાણે 'બુદ્ધિનો જમાનો' તથા 'મનુષ્યના અધિકાર'ના નામાંકિત લેખક ટૉમસ પેઈને આ પ્રશ્નનો ખુલાસો કર્યો છે. એની યોજનાની વિશેષતા એ છે કે, જમીનને સાર્વજનિક માલકીની ગણવી અને તે ઉપરના

વ્યક્તિઓના ખાનગી હક ધીમે ધીમે એ રીતે નાબૂદ કરવા કે જમીન ઉપર વારસાહક કાઢી નાંખવો; એટલે માલિકના મરણની સાથે જમીન ખાનગી માલકીની મટીને સાર્વજનિક બની જશે.

ટૉમસ પેઈન પછી ગયા સૈકામાં પેટ્રિક એડવર્ડ ડવે આ બાબત વિચારી છે અને તે ઉપર લખ્યું છે. ડવની ઉપપત્તિ* (theory) એવી છે કે જમીનની કિંમત બે કારણોને લઈને અંકાય છે. એક તો જમીનના કસને લઈને અને બીજું તે ઉપર ખર્ચવામાં આવેલા શ્રમને લઈને. જમીન ઉપર ખર્ચાયેલા શ્રમને લઈને કિંમતમાં જે વધારો થાય તે ખાનગી વ્યક્તિની મિલકત હોઈ શકે. પરંતુ જમીનના કસને લીધે તેની જે કિંમત છે તે તો આખા રાષ્ટ્રની માલકીની છે; અને આજે જેમ ચાલી રહ્યું છે તેમ તેના ઉપર કદી ખાનગી વ્યક્તિની માલકી હોઈ શકે નહિ. તે તો આખા રાષ્ટ્રની સાર્વજનિક મિલકત જ ગણાય.

જાપાનની 'લૅન્ડ-રીક્લેઇમિંગ સોસાયટી'ની યોજના પણ આના જેવી જ છે. એ યોજનાનો સાર એ છે કે દરેક માણસને જમીનનો પોતાને હિસ્સે આવતો ભાગ રાખવાનો અધિકાર છે. તેને માટે મુકરર કરેલો કર ભરવાને તે કબૂલ થવો જોઈએ. પછી જેની પાસે વધારે જમીન હોય તેની પાસેથી પોતાના હકની જમીનની તે માગણી કરી શકે.

પરંતુ, મારા અભિપ્રાય પ્રમાણે તો સૌથી ન્યાયી અને વ્યવહારુ યોજના હેન્રી જ્યૉર્જની છે.

---

* તત્ત્વવિવેકથી કરેલો ખુલાસો.

આવી જેટલી યોજનાઓનો મને પરિચય છે તેમાં હું પોતે તો હેન્રી જ્યૉર્જની યોજના વધારેમાં વધારે ન્યાયી, કલ્યાણકારક અને તે બધા ઉપરાંત વધારેમાં વધારે વ્યવહારુ માનું છું. ટૂંકાણમાં તેનું નિદર્શન આમ થઈ શકે: ધારો કે અમુક સ્થળે તમામ જમીન બે જમીનદારોના હાથમાં છે. એક જમીનદાર બહુ શ્રીમંત છે અને પરગામ વસે છે. બીજો બહુ શ્રીમંત નથી. પોતે ગામમાં જ રહે છે અને પોતાની આગવી થોડી થોડી જમીન જેમની પાસે છે એવા સો ખેડૂતને પોતાની જમીન તે ખેડવા આપે છે. આ ઉપરાંત એ જ સ્થળે છૂટક મજૂરો પણ રહે છે તથા કારીગરો, વેપારીઓ અને અમલદારો એવા જમીન વગરના ફૂંડીબંધ માણસો રહે છે. હવે ધારો કે આ સ્થળે રહેનારા તમામ માણસો એવા નિર્ણય ઉપર આવ્યા કે તમામ જમીન સાર્વજનિક મિલકત ગણવી જોઈએ. અને પોતાને થયેલી આ પ્રતીતિ અનુસાર જમીનની તેઓએ વહેંચણી કરી નાંખવાનો નિશ્ચય કર્યો.

એમણે શી રીતે કરવું ?

જેમની પાસે જમીન હોય તેમની પાસેથી જમીન છોડાવી લઈ જેને ફાવે તેને તે જમીન વાપરવા દેવી ? એવું તો બની શકશે નહિ. એક જ જમીન ઘણાને વપરાશમાં લેવાની ઇચ્છા થાય અને પછી તેમની વચ્ચેના ઝઘડાનો તો પાર જ ન આવે. બધા ભેગા થઈને ખેડે, કાપણી કરે અને

પાક ઉતારી તે વહેંચી લે, એવું પણ નહિ બની શકે. એમાં અગવડો ઘણી આવશે. કારણ, કેટલાકની પાસે હળ, બળદ, ગાડાં હોય અને કેટલાકની પાસે ન હોય. વળી કેટલાકને ખેતીના કામનો જોઈતો અનુભવ ન હોય; અને કેટલાકને તો એની મુદ્દલ જ માહિતી ન હોય. માણસની સંખ્યા પ્રમાણે અને જમીનના કસનું પ્રમાણ ધ્યાનમાં લઈને જમીન વહેંચી નાંખવી એ પણ બહુ કઠણ વાત છે. આવું કરવાને માટે તો જમીનના તેની જાત અને કસ પ્રમાણે નાના નાના વિભાગ કરી નાંખવા પડે અને પછી દરેકને સારી, મધ્યમ તથા ખરાબ; ખેડવાની, ઘાસ કાપવાની તથા ચરણની; એમ જુદા જુદા પ્રકારની જમીન આપવી પડે. આમ તો જમીનના ટુકડાની સંખ્યા બહુ જ વધી જાય.

વળી આ પ્રમાણે જમીન વહેંચવામાં બહુ જોખમ રહેલું છે. જેઓને જાતે મજૂરી ન કરવી હોય અથવા જેઓ બહુ તંગ હાલતમાં હોય, તેઓ પૈસાની ખાતર શ્રીમંત લોકોને પોતાના ભાગની જમીન વેચી દેશે એટલે ફરી પાછા મોટા જમીનદારો ઊભા થશે. એટલા સારુ આ સ્થળના વતનીઓ એવું નક્કી કરે છે કે: જમીન તો જે લોકોને કબજે હોય તેમના જ કબજામાં રહેવા દેવી. પરંતુ એ જમીનની પેદાશનો અમુક આંકડો ઠરાવીને તેટલી રકમ કબજેદારોએ સાર્વજનિક તિજોરીમાં ભરી દેવી. પેદાશનો આંકડો ઠરાવવામાં જમીન ઉપર લેવાયેલા શ્રમને લીધે થયેલી પેદાશ ગણતરીમાં ન લેવી. માત્ર તેનો કસ અને તેનું સ્થાન એ બેને લીધે થયેલો નફો જ ગણતરીમાં લેવો. પછી આ રકમ સહુએ સરખે ભાગે વહેંચી લેવી.

પરંતુ આવી રીતે જેમની પાસે જમીન હોય તેમની પાસેથી પૈસા એકઠા કરવા અને પછી તે બધા વતનીઓમાં સરખે ભાગે વહેંચી નાંખવા એ બહુ અટપટું છે. વળી બધા જ વતનીઓને સાર્વજનિક કાર્યો – જેવાં કે શાળા, મંદિર, આગ હોલવવાના બંબા, રસ્તાનું સમારકામ વગેરે – માટે તો પૈસા આપવાના જ હોય છે; અને તે છતાં સાર્વજનિક કાર્ય માટે નાણાં હમેશાં તૂટતાં રહે છે. માટે જમીનની આવકના પૈસા એકઠા કરી, બધા સરખે હિસ્સે વહેંચી લે અને ફરી પાછા કરના રૂપમાં તેમાંથી કાંઈક આપે તેના કરતાં, એવી યોજના રાખવી કે જમીનની પેદાશની આવી રીતે આંકેલી તમામ રકમ સાર્વજનિક કાર્ય માટે વાપરવી.

આ પ્રમાણે નક્કી કરીને જેને કબજે જેટલી જમીન હોય તેના પ્રમાણમાં તેની પાસેથી રકમ માગવી, નાના ખેડૂતો પાસેથી તેની જમીનના પ્રમાણમાં નાની રકમ અને મોટા જમીનદાર પાસેથી તેની જમીનના પ્રમાણમાં મોટી રકમ. જે લોકોની પાસે જમીન નથી હોતી તેમની પાસેથી કાંઈ માગવામાં આવતું નથી, જોકે તેમને પણ જમીનની આવકમાંથી ચાલતી તમામ સાર્વજનિક સંસ્થાઓનો લાભ તો મળે જ છે.

આ ગોઠવણનું પરિણામ એ આવે કે, પેલો જમીનદાર જે પોતાના ગામમાં નથી રહેતો અને જમીન ઉપર પોતે કશો શ્રમ નથી કરતો, તેને તો જમીનના કર વગેરેને લીધે પોતાને મળતો બધો નફો આપી દેવો પડશે. એને આવો ભારે કર ભરીને જમીન રાખવી જ પરવડશે નહિ, એટલે તે જમીન છોડી દેવાનો. બીજો જમીનદાર જે પોતે બાહોશ ખેડૂત છે તે પણ પોતાની કેટલીક જમીન તો છોડી જ દેશે. પોતે જે જમીન

વાપરે તે ઉપર તેની પાસે જે રકમ માગવામાં આવે તે રકમના કરતાં પોતાના શ્રમને લઈને જે જમીનમાંથી કાંઈ કે વધુ પેદાશ તે કરી શકશે એટલી જ જમીન તે રાખવાનો.

પછી જે ખેડૂતો પાસે ઓછી જમીન હશે, અથવા જેઓ પાસે મજૂરી કરનારા માણસોના પ્રમાણમાં પૂરતી જમીન નહિ હોય, તથા જેઓ પાસે બિલકુલ જમીન નહિ હોય પણ જમીન પર મજૂરી કરી ગુજરાન ચલાવવાની ઇચ્છા રાખનારા હશે, તેઓ જમીનદારોએ છોડી દીધેલી જમીન રાખશે. એટલે આ યોજના પ્રમાણે એ સ્થળના તમામ વતનીઓને જમીન ઉપર રહેવાની તથા તેમાંથી ગુજરાન ચલાવવાની તક મળશે. વળી જેઓ જમીન ઉપર કામ કરવાની ઇચ્છાવાળા તથા તેમાંથી કાંઈક લાભ ઉઠાવવાની શક્તિવાળા હશે તેઓ જ જમીન રાખશે. દરમ્યાન સ્થાનિક સાર્વજનિક સંસ્થાઓ બહુ સુધારા પર આવી જશે. કારણ, આ યોજના મુજબ સાર્વજનિક કાર્ય માટે વધુ નાણાં મળશે. આ બધા ઉપરાંત જમીનની માલકીનો આ ફેરફાર કોઈ પણ જાતની તકરાર, કજિયા કંકાસ કે બળજોરી વિના થશે. જે લોકો જમીન ધારણ કરીને તેમાંથી નફો નહિ કાઢી શકે તે પોતાની રાજીખુશીથી જ જમીન છોડી દેશે. આ હેન્રી જ્યોર્જની યોજના છે. જુદાં જુદાં રાજ્યો અથવા આખો માનવ સમાજ પોતપોતાની પરિસ્થિતિને અનુરૂપ બનાવી તેનો અમલ કરી શકે છે.

આ યોજના ન્યાયી તથા કલ્યાણકારી છે. વળી જમીનની માલકીની પ્રથા ગમે તે પ્રકારની હોય પણ બધે જ તે સહેલાઇથી અમલમાં મૂકી શકાય તેવી છે. એટલે મારા અંગત અભિપ્રાય પ્રમાણે તો આ યોજના શ્રેષ્ઠ છે.

પરંતુ આ મારો અંગત અભિપ્રાય છે. તે ભૂલભરેલો પણ હોય.

પણ હે મજૂર લોકો, જ્યારે જમીનની વહેંચણી કરવાનો પ્રશ્ન આવે ત્યારે આ અને એવી બીજી બધી યોજનાઓનો તમે જાતે જ વિચાર કરજો, તમને ઉત્તમ લાગે તે યોજના પસંદ કરજો અથવા તો તમે પોતે જ નવી યોજના શોધી કાઢજો.

આ બધી યોજનાઓનું વર્ણન મેં એટલા જ સારુ કર્યું છે કે, તમે જમીનની ખાનગી માલકીની પ્રથામાં રહેલો અન્યાય સમજો તેની સાથે જમીનની યોગ્ય વહેંચણી કરવામાં કેટલી મુશ્કેલીઓ તથા ગૂંચો રહેલી છે તેનો પણ તમને ખ્યાલ આવે, અને તેથી કરીને જમીનની વહેંચણી અવિચારી રીતે કરી નાંખો નહિ. કારણ, તેમ કરવાથી વ્યક્તિઓ તથા સમુદાયો વચ્ચે ઝઘડા ઊભા થવાનો તથા સુધારા કરવા જતાં એકબીજાની જમીન પચાવી પડવાનો સંભવ છે અને તેમ થાય તો તો આજ છે તે કરતાં પણ સ્થિતિ બગડે.

## ૧૫

હું તમને જે સમજાવવા ઇચ્છું છું તેનો સાર ફરી હું તમને કહી જાઉં. તમને મજૂર લોકોને મારી પહેલી સલાહ તો એ છે કે તમારે શું જોઈએ છે એ તમે સાફ સાફ સમજી લો. જે ન જોઈતું હોય તે મેળવવાની પંચાતમાં ન પડો. તમારે માત્ર એક વસ્તુની જરૂર છે: છૂટી જમીનની, જેના ઉપર તમે રહી શકો અને જેમાંથી તમારો ગુજારો તમે ચલાવી શકો.

બીજી વાત એ છે કે, તમારે જે જમીન જોઈએ છે તે શી રીતે મળી શકે તે તમે ચોખ્ખેચોખ્ખું સમજી લો. બંડ કરીને તમને એ મળી શકવાની નથી. પ્રભુ તમને બંડની ઉપાધિમાંથી બચાવી લે! તમારી ચળવળના મોટા દેખાવથી, હડતાળોથી અથવા પાર્લમેન્ટમાં સમાજવાદી પ્રતિનિધિઓ જાય તેથી પણ તમને એ મળવાનું નથી. તમારે એક જ વાત કરવાની છે. **जेने तमे पाप मानो छो तेनी साथे सहकार न करो.** એટલે કે, લશ્કરમાં જોડાઈ બળજોરીમાં ભાગ ન લો અથવા જમીનદારોની જમીન ઉપર કામ કરીને કે જમીન ગણોતે રાખીને જમીનની ખાનગી માલકીમાં રહેલા અન્યાયમાં ભાગીદાર ન બનો.

ત્રીજી વાત એ છે કે, એ જમીનની વહેંચણી તમે શી રીતે કરશો તેનો પહેલેથી વિચાર કરી લો. આ બાબતનો ખરો વિચાર બાંધી શકો એ માટે એ ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે, જમીનદારો જમીન છોડી દેશે એટલે એ તમારી મિલકત બની જશે એમ માની બેસવું નહિ. તમારે એ બરાબર સમજી લેવું કે જમીનનો ઉપયોગ ન્યાયની રાહે થઈ શકે અને તેની વહેંચણી સૌ વચ્ચે નિષ્પક્ષ રીતે થાય, તેટલા માટે એ ખાસ જરૂરનું છે કે એક તસુ જમીન ઉપર પણ કોઈનો ખાનગી માલકીનો હક ગણાય નહિ. સૂર્યની ગરમી તથા હવાની માફક જમીન સહુના સાર્વજનિક ઉપભોગની ગણાય તો જ અત્યારની યોજનાઓમાંથી કોઈ મુજબ, અથવા તમે બધાએ ભેગા થઈને પસંદ કરેલી કોઈ નવી યોજના મુજબ, તમે કોઈને નુકસાન કે અન્યાય કર્યા સિવાય જમીન સૌ વચ્ચે વહેંચી શકશો.

ચોથી વાત—અને તમારે જે જોઈએ છે તે મેળવવા સારુ સૌથી મહત્ત્વની વાત—એ છે કે, તમારે બંડ ઉઠાવીને, ક્રાન્તિ કરીને કે સમાજવાદીની કોઈ હિલચાલો દ્વારા રાજ્ય કરનારાઓ સાથે લડવામાં તમારી શક્તિ વાળવી નહિ, પરંતુ સારું જીવન ગાળી તમારી પોતાની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરવો. લોકો દુઃખી થાય છે એનું કારણ એ જ છે કે તેઓ ખરાબ જીવન ગાળે છે. પોતાની દુઃખી દશાનું કારણ આપણા પોતાનામાં જ નહિ પણ બાહ્ય પરિસ્થિતિમાં છે એવું માનવું, એના કરતાં વધુ નુકસાનકારક બીજો કોઈ ખ્યાલ નથી. એક વખત અમુક વ્યક્તિએ કે સમાજે એમ માની લીધું કે, તેમને સહેવાં પડતાં દુઃખ બાહ્ય પરિસ્થિતિમાંથી ઉદ્ભવે છે અને પછી એ બાહ્ય પરિસ્થિતિ બદલવા તેમણે લક્ષ આપવા માંડયું તથા પ્રયત્ન કરવા માંડયો કે દુઃખ વધવા માંડવાનું. તેથી ઊલટું, કોઈ વ્યક્તિ કે સમાજ સાચી રીતે પોતાના તરફ જ વળશે અને પોતામાંથી જ અથવા પોતાની રહેણીકરણીમાંથી પોતાના દુઃખના ઉપાય શોધવાનો પ્રયત્ન કરશે, એટલે તેને દુઃખનાં કારણો તરત જડશે અને તેનાં દુઃખ પણ ફીટશે.

બાઈબલમાં લખ્યું છે કે, "પ્રથમ તું ઈશ્વરનો રાહ અને તેનું સત્ય શોધ, પછી તને બધું મળી આવશે." માનવ જીવનનો આ મૂળભૂત નિયમ છે. ઈશ્વરી સંકેતથી વિરુદ્ધ એવું ખરાબ જીવન ગાળો, પછી ચાહે તેટલી મહેનત કરો તોપણ જે શ્રેયની શોધમાં તમે છો તે નહિ જ મળે. પ્રભુની ઇચ્છાને અનુકૂળ એવું શુદ્ધ અને નીતિમય જીવન ગાળો, પછી કલ્યાણની પ્રાપ્તિ માટે કોઈ ખાસ પ્રયત્ન કર્યા વિના પણ આપોઆપ એ તમને આવી મળશે; અને તમારી કલ્પનામાં પણ નહિ હોય એ

રસ્તે તમને તે મળશે. આપણે માનીએ કે અમુક બારણાની પાછળ આપણી જોઈતી વસ્તુ પડેલી છે, વળી આપણી પાછળ મોટું ટોળું તે બારણા તરફ આપણને ધકેલતું હોય અને તે બારણા સાથે આપણને કચડી નાખતું હોય, તેવે વખતે તે બારણું ધકેલીને ઉઘાડવાનો પ્રયત્ન કર્યાં કરવો એ બહુ જ સ્વાભાવિક છે. પરંતુ જેની પાછળ આપણું કલ્યાણ રહેલું આપણે માની લીધું છે એ બારણાને જેમ જેમ વધારે ધકેલી ઉઘાડવાનો પ્રયત્ન કરીએ છીએ તેમ તેમ તે ઊઘડવાની આશા ઓછી થતી જાય છે. કારણ, એ બારણું તો ધકેલીને નહિ પણ આપણી તરફ ખેંચીને ઉઘાડવાનું હોય છે.

એટલે કલ્યાણની પ્રાપ્તિને માટે માણસે બાહ્ય પરિસ્થિતિ સુધારવાની પંચાતમાં પડવાની જરૂર નથી. પોતાની જાતને જ સુધારવાની છે. પોતે કાંઈ ખોટું કરતો હોય તો તે કરતાં અટકવું અને સારું ન કરતો હોય તો તે કરતા થઈ જવું. માણસને સાચા કલ્યાણ તરફ લઈ જનારાં જે બારણાં છે તે હમેશ પોતાની તરફ જ ઉઘાડવાનાં હોય છે.

આપણે કહીએ છીએ કે મજૂરોને સરકારે અથવા તવંગર લોકોએ ગુલામીમાં જકડયા છે. પણ આ સરકાર અને તવંગર લોકો પણ ક્યાંથી આવ્યા છે? શું તે એવા રાક્ષસી બળવાળા છે કે તેમનામાંનો એકેક ફૂંડી ફૂંડી કે સેંકડો સેંકડો મજૂરોને કબજે રાખી શકે? શું તેમની સંખ્યા અતિ ઘણી મોટી છે અને મજૂરોની સંખ્યા બહુ નાની છે? અથવા શું આ રાજ્ય કરનારા અને તવંગર લોકોને જ બધું કામ કરતાં અને મનુષ્યને જોઈતી બધી વસ્તુઓ ઉત્પન્ન કરતાં આવડે છે? આ ત્રણમાંથી એકકે વસ્તુ નથી. એ માણસો રાક્ષસી બળવાળા

નથી જ; ઊલટું, અશક્ત થઈ ગયેલા બળહીન મનુષ્યો છે. તેમની સંખ્યા વધારે નથી એટલું જ નહિ પણ, મજૂરો કરતાં તો સેંકડોગણી નાની છે. અને સમાજને જોઈતી વસ્તુઓ તો તેઓ નહિ પણ મજૂર લોકો જ પેદા કરે છે. તેમનામાં તો નથી કશું ઉત્પન્ન કરવાની શક્તિ કે નથી કશું ઉત્પન્ન કરવાની વૃત્તિ. મજૂરોએ ઉત્પન્ન કરેલું તેઓ તો બેઠા બેઠા ખાય છે. ત્યારે આ નબળા, આળસુ લોકોની ટોળી જેનામાં કશું કરવાની શક્તિ કે વૃત્તિ નથી તે શી રીતે કરોડો મજૂરો ઉપર સત્તા ચલાવે છે? આનો જવાબ માત્ર એક જ છે. પોતાના જુલમગારો જે ધોરણને અનુસરીને જીવન ગાળે છે તે જ ધોરણ અનુસાર મજૂર લોકો પણ રહેવા ઇચ્છે છે. મજૂરી નહિ કરનારા એવા રાજ્યકારભારીઓ અને તવંગર લોકો જેટલે દરજ્જે નબળા અને ગરીબોની મજૂરીનો લાભ લૂંટે છે એટલે દરજ્જે મજૂર લોકો નથી લૂંટી શકતા તેનું કારણ એ નથી કે મજૂર લોકો એ વસ્તુને ખરાબ માને છે; પરંતુ રાજ્યકારભારીઓ અને તવંગર લોકો બાકીના લોકો કરતાં ચતુર અને ખંધા હોઈ જે રીતે પોતાનું કાર્ય કાઢી લે છે એ રીતે મજૂર લોકોને કાઢતાં નથી આવડતું. રાજ્યકારભારીઓ તથા તવંગર લોકોની સત્તા મજૂરવર્ગ ઉપર ચાલે છે તેનું કારણ એ જ છે કે, મજૂરો પાછા પોતાના જ ભાઈઓ એવા બીજા મજૂર-વર્ગ ઉપર પોતાની સત્તા ચલાવવા ઇચ્છા રાખે છે. આમ જીવનનું ધોરણ એક જ જાતનું હોઈ મજૂર લોકો તેમના જાલીમોનો સાચો વિરોધ કરી શકતા નથી. રાજ્યકારભારીઓ તથા તવંગરો તરફથી મજૂર લોકોને ગમે તેવા કડવા અનુભવ વેઠવા પડે, છતાં પોતાના અંતરમાં તેઓ જાણે છે કે પોતે

પોતાના હાથ નીચેના પ્રત્યે એ જ રીતે વર્તવા ઇચ્છે છે અથવા એ જ રીતે વર્તે છે. મજૂર લોકો પોતે જ એકબીજાને ગુલામ બનાવવાની વૃત્તિથી બદ્ધ છે; તેથી જ બળ અને સત્તાવાળા ચતુર લોકો તેમને સહેજે ગુલામ બનાવી શકે છે. જો મજૂર લોકોમાં જ રાજ્યકારભારીઓ તથા તવંગર લોકોના જેવા જ, પોતાના પડોશીની જરૂરિયાતોનો લાભ લઈ પોતાનો સ્વાર્થ સાધવાનો પ્રયત્ન કરી રહેલા જાલીમો ન હોય; પરંતુ તેઓ બધા એકબીજા સાથે ભાઈચારાથી રહેતા હોય, એકબીજાને સુખદુઃખે યાદ કરતા હોય અને મદદ કરતા હોય તો તેમને કોઈ ગુલામ બનાવી શકે નહિ. માટે રાજ્યકારભારીઓ તથા તવંગરોના જે જે જુલમ તળે મજૂર લોકો ફસાઈ રહેલા છે તેમાંથી છૂટવાનો તેમને માટે એક જ રસ્તો છે. જીવનનું જે ધ્યેય અત્યારે તેઓ રાખે છે તે છોડી દે. 'પૈસો મારો પરમેશ્વર' એ સૂત્રનો ત્યાગ કરી, સાચા પરમેશ્વરને ભજવા માંડે.

તમારા કહેવાતા મિત્રો કહે છે અને તમે પણ — તમારામાંના કેટલાક તો ખરા જ — કહો છો કે વર્તમાન વ્યવસ્થા આખી બદલવાની જરૂર છે. એટલે કે, મજૂરીનાં સાધનો તથા જમીનનો કબજો લેવાની અને ચાલુ સરકારને મિટાવી દઈને તેને બદલે બીજી રાજ્યવ્યવસ્થા સ્થાપવાની જરૂર છે. તમે આ વાત માનો છો અને એ ધ્યેયે પહોંચવાની આશા રાખો છો તથા તે માટે પ્રયત્ન કરો છો. પણ ધારો કે તમે ઇચ્છો છો એ મળે. ચાલુ સરકારને ઉથલાવા પાડીને નવી રાજ્યવ્યવસ્થા સ્થાપો તથા કારખાનાં, ખાણો અને જમીનનો કબજો લો, તોપણ નવા રાજ્યતંત્રમાં જે માણસો આવશે તે જૂના ધોરણથી જુદા

ધોરણે ચાલશે એમ તમે શા રીતે માની લો છો? અને એ લોકો જો એ જ ધોરણ પ્રમાણે ચાલવા ઇચ્છતા હશે તો પછી પોતાની સત્તા ટકાવી રાખવાને જ નહિ, પણ મજબૂત કરવાને પણ તેઓ પ્રયત્ન કરવાના, અને પોતાની સત્તાને બળે જેટલું ચૂસી શકાય એટલું ચૂસવાના. જેમના હાથમાં કારખાનાં અને જમીનનો વહીવટ આવશે તેઓ અત્યારના વ્યવસ્થાપકોના જેવા જ વિચારના હોઈ, અત્યારે ચાલે છે તેમ, અજ્ઞાન અને ગરીબ માણસોને નાછૂટકે આપવું પડે તેટલું આપીને મોટો ભાગ પોતે જ નહિ પચાવી પડે એવું તમે શા ઉપરથી માની લો છો? આનો જવાબ એવો આપધામાં આવશે કે, 'વ્યવસ્થા એવી રાખવામાં આવશે કે આવું બધું કરવું અશક્ય હશે.' ઠીક. માણસ જે ભૂમિ ઉપર જન્મ્યો અને જે ભૂમિ ઉપર રહ્યો તેનો તે માલિક છે, એવી ઈશ્વરી અથવા કુદરતી રચના કરતાં બીજી કોઈ સારી રચના હોઈ શકે? છતાં મનુષ્યે આ ઈશ્વરી રચના પણ ઉથલાવી નાંખવાના રસ્તા શોધી કાઢ્યા. જે માણસો પોતાના સ્વાર્થના ધોરણે જ પોતાનું જીવન ચલાવે છે તેઓ તો માનવ સંસ્થાઓને બગાડી નાંખવાના હજાર રસ્તા શોધી કાઢશે. બાહ્ય વ્યવસ્થામાં તમે ગમે તેટલા ફેરફાર કરો તેથી માણસની દશા સુધરશે નહિ અથવા સુધરી શકશે નહિ. અને તેથી જ, હે મજૂર ભાઈઓ, મારી ચોથી અને અતિ મહત્ત્વની સલાહ તમને એ છે કે, બીજા માણસોનો—તમારા જાલીમોનો—વાંક કાઢ્યા વિના તમે તમારા અંતરમાં દૃષ્ટિ વાળો અને તમારી જાતને જ સુધારો.

તમે જો એમ ધારશો કે જે વસ્તુ તમારી પાસેથી બળજોરીથી લઈ લેવામાં આવી છે તે બીજા પાસેથી એ જ રીતે લઈ

લેવી એ જરૂરનું અને કાયદેસર છે; અથવા ભૂલતા લોકોને અનુસરીને તમે એમ ધારશો કે વર્ગ વર્ગ વચ્ચેના કલહમાં ભાગ લેવો એ, તથા બીજાએ ગોઠવેલાં મજૂરીનાં સાધનો કબજે કરી લેવાં એ જરૂરનું અને કાયદેસર છે; અથવા તમે એમ ધારશો કે સિપાહીની નોકરી કરવી હોય તો, કોઈને નહિ મારવાનો ઈશ્વરનો આદેશ છે તે માનવાની નહિ, પરંતુ તમારા ભાઈઓને મારવાનો તથા તેમના ઉપર બળજોરી કરવાનો તમારા ઉપરીનો આદેશ ઉઠાવવાની તમારી ફરજ છે; અથવા તમને એમ લાગે કે જમીનદારોની જમીન ઉપર મજૂરી કરીને અથવા તેમની જમીન ગણોતે રાખીને જમીનની ખાનગી માલકીમાં રહેલા અન્યાયને ટેકો આપવામાં તમે કશું ખોટું કરતા નથી; તો તમારી દશા દહાડે દહાડે વધુ ને વધુ ખરાબ થવાની છે અને તમે કાયમને માટે ગુલામ રહેવાના છો.

પરંતુ, જો તમે સમજી જાઓ કે તમારા પોતાના સાચા કલ્યાણને અર્થે પ્રભુના આદેશ અનુસાર ભાઈચારાથી જીવન ગાળવું, એટલે કે, પોતા પ્રત્યે જેવા વર્તનની ઇચ્છા રાખીએ તેવું વર્તન અન્ય પ્રત્યે રાખવું એ સારું છે; તો જેટલે દરજ્જે તમે આ સમજી જશો અને સમજ્યા પછી જેટલા પ્રમાણમાં તમે તે આચરણમાં મૂકશો તેટલા પ્રમાણમાં તમારું ઇચ્છેલું કલ્યાણ તમને પ્રાપ્ત થશે અને તમારી ગુલામી નાબૂદ થશે.

'સત્યને ઓળખો, એ તમને તારશે.'